# સતી સુખદાયિની.

न कामेषु न भोगेषु नैश्वर्ये न सुखे तथा ।
स्पृहा यस्या यथा पत्यौ सा नारी धर्मभागिनी ॥

વૈદ્ય ચુનીલાલ લાલજીભાઈ.

# સતી સુખદાયિની.

[ સ્ત્રીઉપયોગી બોધદાયક લઘુ કથા. ]

રચી પ્રસિદ્ધ કરનાર

**વૈદ્ય ચુનીલાલ લાલજીભાઈ**

" ગૌરીકાન્ત ઔષધાલય "

ખાડીયા-અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સવત્ ૧૯૭૧. સને ૧૯૧૫.



**અમદાવાદ.**

ધી સત્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસમાં ડાહ્યાભાઈ શકરાભાઈ ગાંધીએ છાપ્યું.

**મૂલ્ય એક આનો.**

ઉત્તમ પ્રકારે આચર્યું
જેણે જીવન સહચર્ય છે,

જેને જીવન મારાતણો
ઉત્તમ વિભાગ સમર્પ્યં છે,

જેના સ્મરણ અર્થે રચ્યુ
સંસારનુ આ દર્પણ,

તે દિવ્યધામનિવાસિની
સહધર્મિણીને અર્પણુ

# પ્રસ્તાવના.

લાંબા વખતથી ધારેલી ધારણા આજે સફળ થવાનો અવસર આવ્યો છે. મારા સ્વર્ગસ્થ પત્ની ચંપાગૌરીના સ્મરણમાં એક સ્ત્રીઉપયોગી લઘુ પુસ્તક પ્રકટ કરવું એવો નિર્ણય દીર્ઘકાળ પહેલા થઇ ચૂક્યો હતો, પરન્તુ તેનો અમલ થતા થતા બે વર્ષ વીતી ગયા છે. એ સ્મરણ હજી એટલું તાજું જ છે કે આ બે વર્ષ સુધી એ નિશ્ચય એક સરખો જ્વલંત રહ્યો છે–જરા પણ શિથિલ પડયો નથી અને તેને જ પરિણામે એ નિર્ણયનો અમલ થઇ શક્યો છે. ચંપાગૌરીના જીવન કાળમા જ એક રમૂજી બનાવ એવો બન્યો હતો કે જેથી આવું સ્મારક પ્રકટ કરવાની ફરજ મને મારૂં હૃદય પાડે છે એક મિત્રે પોતાની સ્વર્ગસ્થ પત્નીના સ્મરણમા આવું જ એક નાનું પુસ્તક બહાર પાડયું હતું તે જોઇને તેણે મને મારા એક મિત્રની રૂબરૂમા કહ્યું કે "હું પરલોકવાસિની થઉં, ત્યારે પણ આવું સ્ત્રીઉપયોગી એક પુસ્તક બહાર પાડજો, પરન્તુ તેમાનો વિષય એવો રાખજો કે સ્ત્રીઓ પુરૂષો પાછળ સતી થતી અને થાય છે, તો પુરૂષો કેમ સ્ત્રીઓ પાછળ સતા નહિ થતા હોય ? ' અલબત્ત, આ કથનમા કાંઇક રમજ હતી પણ તે બહુ સૂચક હતી. દૈવયોગે ત્યારપછી થોડા જ સમયમા તેનું ઓચિંતું મરણ થયું અને જે વાતચીત માત્ર રમૂજની ખાતર થઈ હતી તેનો સાક્ષાત્કાર થવાનો દુખદ પ્રસંગ આવ્યો ! તેની સૂચના મુજબ તો મારી ઇચ્છા એવી હતી કે મદાલસાના મરણ પાછળ પોતાનો દેહ અર્પવા તૈયાર થનાર ઋતુધ્વજનું એક નાનું ચરિત્ર બહાર પાડવું, પરન્તુ મારા કેટલાક લેખક મિત્રોની એવી સલાહ હતી કે તેમ કરવાને બદલે

હાલના સમયમા જ આદર્શ સ્ત્રીરત્નની જીવનચર્યા વાર્તાના રૂપમા બહાર પાડવી કે જેથી તે આધુનિક સ્ત્રીવર્ગને પોતાનો સંસાર સુઘડ રીતે ચલાવવામાં માર્ગદર્શક થઇ પડે. સતી સુખદાયિનીનું ચરિત્ર સ્ત્રીવર્ગને માટે અતિબોધક છે અને સુશિક્ષિત, નમ્ર, સુઘડ તથા સર્વગુણસંપન્ન સ્ત્રીઓને પણ આસપાસના સંયોગો અને કુટીલ સગાંઓથી દુઃખની કેવી કસોટીમા થઇને પસાર થવુ પડે છે અને તેમ છતા પણ ધૈર્યને ટકાવી રાખીને તથા પૂર્વે નહિ ભોગવેલા એવાં કષ્ટો વેઠીને સંસારને સુઘડ રીતે ચલાવે છે તેનું મનોહર દૃષ્ટાંત સુખદાયિની પોતે છે. આ પુસ્તકનો મુફ્ત ફેલાવો કરવો એવી મારી ધારણા હતી, પરન્તુ છેવટે બીજાઓની સૂચનાથી એવો નિશ્ચય કર્યો છે કે આ પુસ્તક માત્ર થોડી કીમતે વેચવું અને તેની આવકમાથી પાછુ આવુ બીજુ પુસ્તક બહાર પાડવુ, કે જેથી આ પ્રકારના સ્ત્રીઉપયોગી સાહિત્યનો ધીમે ધીમે વધારો થતો રહે.

અમદાવાદ.
તા. ૧-૬-૧૫.

વૈદ્ય ચુનીલાલ લાલજીભાઇ.





# સતી સુખદાયિની.

## પ્રકરણ ૧ લું.

### સાસરામાં અપમાન.

રામમોહનરાયનુ લગ્ન એક મહા ધનાઢ્ય પુરૂષને ઘેર થયુ છે. આ વિશાળ મકાન, મકાનની પાસે આવેલી સુંદર પુષ્પવાટિકામાં જગતભરનાં ઉત્તમોત્તમ ખુશબોદાર અને મનોહર ફૂલો, લીલી, નીલ, પીળી, કાળી, વેલીઓનો બહાર, ભ્રમરોનો ગુંજારવ, ચોતરફ બાંધેલા ઘાટવાળાં તળાવો, ફુવારાઓની જલવૃષ્ટિ, ફલવૃક્ષોના મોટા વિશાળ બગીચા; તેમાના વિવિધ પ્રકારના ફળો, કોયલોનો "કુહુકુહુ" નાદ; વિવિધ જાતનાં પક્ષીઓનુ ઉડ્ડયન, ચકલીઓનો "ચક ચક" અવાજ; મકાનની સામેનો કુશાદે બંગલો, તેમા આવેલી જમીનદારીની કચેરી; કચેરીમાં કારકુનોની કારવાંઇ, ગણોતીઆનુ હાસ્યરોદન; દરવાજામાં દરવાનોનો પહેરો; નોકરોની વિપુલતા; મકાનની અંદર સુસજ્જિત

દિવાનખાનાઓ, તેમાં કુંડાં, ચિત્રો, ગાલિચા વગેરેની અધિકતા—સંક્ષેપમાં, એક મોટા માણસને ઘેર જેવી સજાવટ અને ધામધુમ હોવી જોઇએ તેવી રામમોહનરાયના સાસરામાં હતી. ગ્રીષ્મ ઋતુમા કૉલેજમાં રજા પડી છે. રામમોહનરાય સાસરે આવ્યા છે—આવ્યા છે શુ ? હજી ચાલ્યા જ આવે છે. મહામહેનતે રામમોહનરાયે પોતાને માટે સારા સારા કપડા અને ટોપીનો બંદોબસ્ત તો કરી લીધો હતો, પરંતુ પ્રયત્ન કર્યા છતા પણ સારા બૂટનો બંદોબસ્ત થઇ શક્યો નહોતો. જોડા બદલવાનો તેનો પ્રયાસ નિષ્ફળ ગયો હતો. તેના પગમાં ફાટયા તુટયા જોડા જ રહી ગયા હતા. ઢીલી પડેલી નાળના ખણખણાટ સહિત રામમોહનરાય પોતાના શ્વસુરના મકાનનો દરવાજો પસાર કરી અંદર ઘુસ્યા. દરવાજાપરના બંદુકધારી સિપાઇએ સલામ ન કરી તોપણ તેનો અંદર પ્રવેશ થતા તેના શ્વસુરના ઇસારાથી બે હુચ્ચ કોટિના નોકરો તેની ખાતરદારી કરવાને માટે દોડયા અને તેમણે તેને પરમ સત્કારપૂર્વક લઇ જઇ તેના શ્વસુરની પાસે તેનાજ આસનપર બેસાડયો. તત્કાલ એક નોકર જમાઇના આગમનના સમાચાર લઇ મહાલયની અંદર ગયો. કુશલ મંગલના પ્રશ્નોત્તર થઇ ગયા પછી શ્વસુરે જ્યારે જામાતાને આગમનનુ કારણ પૂછ્યુ ત્યારે જામાતાએ પોતાનુ મસ્તક અવનત કરી લજ્જીત કંપિત સ્વરે કહ્યુ: “ માતાએ તેડવા માટે મોકલ્યો છે ” જામાતાએ આંખ ઉઠાવી ઉંચે જોયું નહિ, પરંતુ શ્વસુરના ચ્હેરાપરનો ઉત્સાહ, આનંદ, મધુર ભાવ એકદમ અલોપ થઇ ગયો ! શ્વસુરે ક્રૂર મુખમુદ્રા કરી શુષ્ક અવાજે એક નોકરને હુકમ કર્યો “ એને ઘરમાં લઇ જા. ” રામમોહનરાયે જતી વખત શ્વસુરની તરફ દૃષ્ટિપાત કર્યો તો તેને પ્રતીત થયું કે તેમની આંખમાં કોઇક પ્રકારે રતાશ આવી ગઇ છે.

રામમોહનરાય અંતઃપુરના આંગણામાં થઇ જતા હતા એવામાં અગાશીપરથી એક ઝીણો પરંતુ કર્કશ અવાજ આવી તેના કર્ણપુટ પર અથડાયો. અવાજ આ પ્રમાણે હતોઃ "અલી કુમુદ ! જમાઇ-રાજના જોડાનો ખણખણાટ તો સાંભળ." તત્કાલ કેટલાક કોમળ કંઠોમાંથી હાસ્યધ્વનિ ફૂટી નીકળ્યો. રામમોહનરાયના કાન બીજી એક કોમળ કંઠીના ઝીણા અવાજથી ચોંકી ઉઠયા. તે અવાજ આ હતો "એ જોડા જમાઇરાજના દાદાએ દિલ્લીના જરીના વ્યાપારીની પાસેથી ખરીદ્યા લાગે છે." રામમોહનરાયના હૃદયમાં ક્રમશઃ અપમાન અને ક્રોધની જ્વાળાઓ નીકળવા લાગી. શ્વશુરની રાતી આંખો અને ઉક્ત છબીલીઓના સખ્ત મ્હેણાં તેના મનને રંકતાના ગૌરવહીન અંધકારથી આચ્છાદિત કરવા લાગ્યા. જ્યારે તે અંદર જઇ પાથરેલી શેત્રંજી પર બેઠા ત્યારે તેની સાળીની મશ્કરીથી વિશેષ મનમ થવા લાગ્યો. તે સાળીએ હાસ્ય સહિત કહ્યું. "શું આપ મારી બ્હેનને તેડી જશો ? પણ એમને રાખશો ક્યાં ?" સાસરામાં થયેલો આ પ્રકારનો સત્કાર (!) રામમોહનરાયને માટે અસહ્ય થઇ પડયો. રામમોહનરાયને આ સમયે પોતાની નાની ઝુંપડી–પોતાની મહાન રંકતાના સર્વ ચિન્હો યાદ આવ્યાં. પહેલી જ વાર સાસરામાં આવતાં લોકોનાં વાગ્બાણોથી આ પ્રકારે વિદ્ધ થવું રામમોહનરાયથી સહન થઇ શકયું નહિ. તેઓ કોઇને પણ ઉત્તર આપ્યા વિના એકદમ ઉઠયા. ઉઠીને તેઓ ચાલવા મંડ્યા. સ્ત્રીઓએ તેમને પાછા ફેરવાને માટે હાંક મારી, પરંતુ તેમાં પણ તેમને સખ્ત મ્હેણાં પ્રતીત થયા. પણ રામમોહનરાય કોઇની વાતપર લક્ષ આપ્યા વિના બહાર ગયા. એટલામાં સ્ત્રીઓના કોલાહલથી નોકરો પણ સચેત થઇ ગયા. નોકરોનું ટોળું રામમોહનરાયને પાછા ફેરવવાને માટે બહુ બહુ આજીજી

કરવા લાગ્યુ, પરંતુ કોઈની પણ વાત સાંભળી નહિ. રામમોહનરાય જ્યારે દરવાજાપર પહોંચ્યા, ત્યારે શ્વસુરનો ક્રોધ અને ઘૃણાથી મિશ્રિત કર્કશ સ્વર તેના કર્ણપુટપર અથડાયો. શ્વસુરે ધાટો કાઢી કહ્યું: " બસ કરો ! જવા દો એ હરામખોરની ઓલાદને."

* * *

'વહુ પાછળ આવે છે કે ?" રામમોહનરાયની માતાએ દૂરથી જ તેને આ પ્રશ્ન કર્યો રામમોહનરાયની માતા વહુને તેડવા માટે પુત્રને મોકલ્યા પછી અનેક પ્રકારની સુખમય કલ્પનાઓ પોતાના હૃદયમા ભરી રહી હતી " વહુ આવશે, મારે પુત્રી નથી, માટે હું તેનુ પુત્રીવત્ પાલન કરીશ, ખવડાવીશ, પીવડાવીશ, કામકાજ શીખવીશ અમારા અધકારમય ઘરમાં તે દીપક થશે." રામમોહનરાયનો પાછા ફરવાનો વાયદો આજનો નહોતો, પરતુ તે સીધી, સાદી, ભોળી માતા આ વાત ભૂલી જઇ વહુના આગમનની વાત પૂછવા લાગી. રામમોહનરાય શરીર અને મનથી થાકેલો હતો. વિષાદ અને ક્રોધનો અગ્નિ શરીરમા ભરી તે અતિ દૂરથી પગે ચાલી આવ્યો હતો. માતાના પ્રશ્નનો ઉત્તર ન આપી તે બોલ્યો ' માડી, ઘરમાં ચાલ, મને અત્યત તરસ લાગી છે " માતા પુત્રને ઘરમાં લઇ ગઈ કાઇક ભોજન જમાડી પાણી પાઈને પુન પૂછવા જતી હતી કે વહુ ક્યારે આવશે, પરતુ એટલામાં રામમોહનરાયે પોતાના અપમાનના સમાચાર તેને કહી સભળાવ્યા રામમોહનરાયની માતા આ વાત સાભળી નિસ્તેજ બની ગઇ. તે બોલી " આજે મારી દશા બગડી છે. મારી દશા કાઇ સદાથી આવી કગાળ નથી મારા પુત્રનો આવો અનાદર ! ઠીક, તે મોટા માણસ થયા છે તો પોતાની પુત્રીને પોતાની છાતીપર રાખી મૂકશે. હું તારૂ બીજી વાર લગ્ન કરીશ."

# પ્રકરણ ૨ જું.

## સુખદાયિની.

રામમોહનરાય શ્વસુરગૃહથી ચાલ્યા આવ્યા પછી ત્યાં ગુસ્સાનો અજબ બહાર ઉડી રહ્યો. કચેરી વહેલી બંધ કરી રામમોહનરાયનો શ્વસુર અંતઃપુરમાં પોતાની પત્ની પાસે ગયો અને મિજાજ ખોઇ ક્રોધના ફુવારા છોડવા લાગ્યો: "ગરીબનો છોકરો! કંગાળની ઓલાદ! અને શેખીનો તો પાર નહિ! મારે ત્યાંથી રીસાઇને ચાલ્યા જવું શુ શ્રેયસ્કર છે? જીવ તો એવો થતો હતો કે કુતરાની પાસે કરડાવું!" જેવા પતિ તેવી પત્ની! પત્નીના વચનામૃતની વાનગી નીચે મુજબ હતી' પુત્રીને જ્યારે કૂખમાં જગ્યા આપી છે તો પાળા પોપી પણ શકીશ. આજથી તે વાઝણીના છોકરાને એક પાઈ પણ આપશો તો તમારે ને મારે ઝઘડો થશે. અમારા જ પૈસાથી મુંબઇમા રહી અભ્યાસ કરવો અને અમારી સાથે જ આવું વર્તન કરવું? નિમકહરામ ક્યાંકનો!" અંતઃપુરમાં તો આ પ્રકારનાં વાગ્બાણ છુટી રહ્યાં હતાં અને પાસેની જ એક સુસજ્જીત ઓરડીમાં મહામૂલ્યવાન્ પલંગપરના ઉત્તમ મખમલના બિછાનાપરનો એક તકીઓ ભિંજાઇ રહ્યો હતો–તેની ઉપર ગંગા યમુનાની ધારા ચાલી રહી હતી! આ ગંગા યમુના એક ષોડશી યુવતીના નેત્રકમળોની અશ્રુધારા હતી આ યુવતીના હૃદયનો સંપૂર્ણ સારાશ જાણે આસુઓનો પ્રવાહ બની ટપકી રહ્યો હતો. બનેવીને સખ્ત મ્હેણાં મારી, સાળી પોતાની બહાદુરી જાહેર કરતી ઇતસ્તત ભ્રમણ કરી રહી હતી. હવે જ્યારે તેણે ઉક્ત ઓરડીમાં આવી આ પ્રકાર જોયો ત્યારે તેણે તે યુવતીનું

મસ્તક તકીઆ પરથી ઉઠાવી કહ્યું "અરે! આ શું? તારી આંખો તો લાલચોળ બની ગઇ છે!" ત્યારપછી તે બૂમ પાડીને બોલી "ફોઇ બા! આ તરફ તો જુઓ. તમારી **સુખદાયિની** કેવી રોદન કરી રહી છે?"

કેવળ તેની ફોઇ નહિ, પરંતુ તેનો ફુઓ પણ તે ઓરડીમાં દોડી આવ્યો. ઉભયે એકદમ આશ્ચર્યચકિત થઇ પ્રશ્ન કર્યો "અરે! તું આટલી બધી રડી શામાટે રહી છે?" સુખદાયિની એમ કહેવા ઇચ્છતી હતી કે: "જેઓ મારા આ અસાર સંસારના સાર, જન્મ જન્માન્તરના દેવતા, પ્રાણેશ્વર, હૃદયેશ્વર, સર્વેશ્વર છે, તેમનો તો તમે અનાદર કર્યો છે. થાક્યા પાક્યા આવ્યા'તા, ઘણે દૂરથી ચાલીને આવ્યા'તા તેમને માટે તમને એક મીઠી વાત પણ મળી નહિ. દારૂણ અપમાનના વજ્રથી તમે તેમનું હૃદય વિદીર્ણ કરી નાખ્યું. તો શું હું ન રોઉં? હું અબળા છું. રોદન શિવાય બીજું હું શું કરી શકું?" કિન્તુ મનની વાત મુખમાંથી બહાર નીકળી નહિ. આંખો અધિક અશ્રુ વહેવરાવતી મર્મસ્થાનની વિષમ યંત્રણા પ્રકટ કરવા લાગી. પિતાએ કહ્યું "છટ્! છટ્! તું શું મારી પુત્રી છું?" માતા બોલી "તે મારે પેટે જન્મ જ શામાટે લીધો?" આ રીતે માતપિતાના મુખવાદળમાંથી ઘણીવાર સુધી ભીષણ શબ્દવૃષ્ટિ થતી રહી, પરંતુ સુખદાયિની એક શબ્દ પણ બોલી શકી નહિ. ને કેવળ અશ્રુજળથી જ તેમના ક્રોધનો પ્રત્યુત્તર આપવા લાગી, પરંતુ આ જળથી તેમનો ક્રોધાગ્નિ શાંત થવાને બદલે અધિકાધિક પ્રદીપ્ત થવા લાગ્યો.

માતાપિતાના ચાલ્યા ગયા પછી ઘણી વાર સુધી સુખદાયિનીએ રોયા કીધું. તેણે આખો દિવસ ભોજન પણ કર્યું નહિ તેના

અશ્રુપરથી તે જાણે એમ કહેતી હોય કે " જે ઘરમાંથી પતિરાજ અન્ન જળ વિના ચાલ્યા ગયા તે ઘરના અન્નને તેમની સ્ત્રી થઈ હુ હવે કેવી રીતે સ્પર્શ કરૂ ?" એમ પ્રતીત થતું હતું. અશ્રુવેગ ઘટી ગયા પછી પતિનું અપમાન કરનાર જન્મદાતા પિતાપર, ગર્ભ-ધારિણી માતાપર, ઘરમા સમસ્ત માણુસોપર તેનો ક્રોધ વૃદ્ધિંગત થવા લાગ્યો. તેણે પોતાના મનમાં વિચાર કર્યો " જેમણે મારા પતિનો આવો ભયકર અનાદર કર્યો છે તેમનાં આપેલા અલકાર રત્નાદિ હુ કેવી રીતે ધારણ કરી શકુ ? જો હુ રકની સ્ત્રી છુ તો પછી મારા શરીરપર આ સર્વ વસ્તુઓ શામાટે રહેવી જોઈએ?" તેણે સર્વ અલકારો ઉતારી નાખ્યા, કેવળ સૌભાગ્યના ચિન્હ તરીકે પતિની આપેલી ચૂડી રહેવા દીધી, મૂલ્યવાન્ વસ્ત્રોને બદલે સાસુનાં આપેલા સાદા કપડાથી લજ્જાનુ નિવારણ કર્યુ પછી શરમ છોડી માતાને કહ્યુ:" હુ જેના ઘરની વહુ છુ તેને ઘેર મને મોકલી દો."

પિતા અને માતાએ ઉભયે ઘણી વાર સુધી પુત્રીને સાસરે મોકલવી કે ન મોકલવી એ વિષે વિચાર કર્યો "જીવિત દશામા આ અપમાન શી રીતે સહન થઇ શકશે ? શેખીખોર જમાઇને ઘેર પુત્રીને શી રીતે મોકલીએ ? આવી રીતે બેઆબરૂ થવા કરતાં આપઘાત કરવો જ ઠીક હાય હાય ' કયા કુકર્મથી આ નિર્લજ્જ છોકરી ઉત્પન્ન થઇ ? જન્મતી વખત જ ગળુ દાબીને એને મારી શામાટે ન નાખી ? હમણા પણ મરી જાય તો કુળનુ કલક નષ્ટ થાય ' આવા આવા વિચાર તેમણે કર્યા પરંતુ કુળનુ કલક નષ્ટ થયુ નહિ. તે બાળા ક્રોધ, ભય, સમજાવટ કિવા કોઇ પણ પ્રયત્નથી પતિગૃહે જતી અટકી નહિ. નિરુપાયવશ પુત્રીને વિદાયગીરી આપવાને

માતપિતા સમ્મત થયાં. સુખદાયિનીએ તો પિયરનાં સર્વ વસ્ત્રાલંકારો ત્યજી દીધાં જ હતાં, માતપિતાએ પણ તેને તે લેવાને માટે આગ્રહ કર્યો નહિ. જે ગાડી સુખદાયિનીને લઇ જવાને માટે તૈયાર કરવામાં આવી તે સાધારણ હતી. જમીનદારીના ઠાઠનું નિશાન તેની ઉપર જરા પણ નહોતું. સુખદાયિનીની સાથે કેવળ એક નોકર ગયો. તેને એવો હુકમ ફરમાવવામાં આવ્યો હતો કે "એને પહોંચાડીને તરત ગાડી લઇ પાછા ફરવું." આ પ્રકારે તે મોટા જમીનદારની એકની એક પુત્રી—એકનુ એક સતાન પતિગૃહ તરફ જવાને નીકળી. રામમોહનરાયના ચાલ્યા ગયા પછી બીજે જ દિવસે સુખદાયિનીની ગાડી તેની ઝુપડી આગળ આવી પહોંચી.

---

## પ્રકરણ ૩ જું.

---

### પતિગૃહે આગમન.

દિવસ વડી ગયો હતો. સૂર્ય નારાયણ આખો દિવસ ધરતીની સેવા બજાવી નાસી જવાનો રસ્તો જોઇ રહ્યા હતા. રામમોહનરાયની માતા આંગણામાં નાખેલી બાજરી ઉડાવી રહી હતી. એટલામા સ્ત્રી, છોકરા અને છોકરીઓનું એક મોટુ ટોળુ રામમોહનરાયની માતાની સમક્ષ આવીને ઊભુ રહ્યુ. આ ટોળાને જોતાં તે તેને કાઇક પ્રશ્ન કરવા જતી હતી, પરતુ તે પહેલાં તે ટોળા તરફથી જ કાઇક અવાજ આવવા માંડયો. સઘળાએ એક સાથે પરતુ ભિન્ન ભિન્ન સ્વરે કહ્યુ. "તમારી વહુ આવી છે" સબોધન અલબત્ત પ્રથક્ પ્રથક્ હતા. કોઇ છોકરાએ કહ્યું કાકી, કોઈ યુવતીએ કહ્યુ "જીજી", કોઇ પુખ્ત વયની

શ્રીએ કહ્યું ' ભાભી," કોઇ વૃદ્ધાએ કહ્યું " રામમોહનેરાયની મા " અને કોઇએ કહ્યું " અલી. " આ ભિન્ન ભિન્ન સંબોધનો સહિત " તમારી વહુ આવી છે " એવા ઝીણા, મોટા, જુસ્સાદાર, ઠસ્સાદાર, ફાટેલા, ખોખરા અવાજે બોલાયેલા શબ્દોથી તે સ્થાન ગુંજાયમાન થઇ રહ્યું. આ અવાજ કર્ણકઠોર હોવા છતાં પણ રામમોહનરાયની માતાને આ વાત સમજતાં મુશ્કેલી નડી નહિ કે તેની પુત્રવધૂ આવી છે. આ સમજ પડતાંજ તેનું સ્વાભાવિક આનંદી મુખ ગંભીર બની ગયુ. અપમાનની સ્મૃતિએ તેના વદનપર ગંભીરતાની સાથે કાંઇક મ્લાનપણું પણ લાવી મૂકયું. તે બોલી ઉઠીઃ " ગરીબના ઘરમાં મોટા ઘરની છોકરી શામાટે આવી ? " ખબર આપનાર માણસોના વૃંદમાં કાંઇક નાઉમેદી પ્રસરી, શુભ સમાચાર પહોંચાડવાને માટે સર્વ આડોશી પાડોશીઓ અત્યંત સ્ફુર્તિ સહિત દોડી આવ્યાં હતાં, પરંતુ જેને માટે શુભ વર્તમાન હતા તેને તો આનંદને બદલે શોક થયો. હતાશ થયા છતાં પણ સાસુ વહુના મિલનની મઝા લુટયા વિના પાડોશીઓની ભીડ મટી નહિ રામમોહનરાયની માતાને ઉક્ત કઠોર શબ્દો બોલતા વાર લાગી નહિ, એટલામાં ઘુંમટાવાળી એક સ્ત્રી આવી તેના ચરણમાં પડી

જે સ્ત્રી આવી હતી તેના ગળામા હાર નહતો કે પગમાં ઝાંઝર નહોતા—તેની પાસે કોઈ પણ અલંકાર નહોતો. હાથમાં વિંટી સુદ્ધાં નહોતી અને જે કપડાંથી તેનુ અંગ ઢંકાયેલુ હતુ તે પણ સાધારણ—અતિ સાધારણ—રંકતાસૂચક હતા. શુ આ લક્ષાધિપતિની પુત્રીનો શ્વસુરગૃહે આવવાનો વેશ છે ? એની માત પોતાને પુત્રીને સાસરે મોકલતી વખત હાથ પગમા મેંદી લગાડવાની પણ શુદ્ધિ નહિ રહી ? શું પુત્રીને આ રીતે સાસરે મોકલાતી હશે ? "

આ સર્વ વિચારો એકદમ રામમોહનરાયની માતાના મનમા ઉત્પન્ન થયા. પરતુ પુત્રવધુ જ્યારે તેના ચરણમા પડી ત્યારે તેના મનમાંથી અપમાનની સ્મૃતિ દૂર થઇ ગઇ, તેણે ઘુમટો ઉઠાવી જોયું તો તેને પ્રતીત થયું કે વહુનું પ્રફુલ્લિત મુખ કમળ સુકાઈ ગયુ છે; પૂર્ણ ચંદ્રમામાં કાળાશ આવી છે; આખો અશ્રુથી ભીંજાઇ ગઇ છે; વહુની આ દશા જોઇ સાસુનું હૃદય વિદીર્ણ થવા લાગ્યુ તે અપમાન, લજ્જા એ સર્વને ભૂલી ગઇ ઉપસ્થિત પાડોશી મડળને પણ ભૂલી ગઇ ગદ્‌ગદિત કઠે તે કહેવા લાગીઃ "અરે, તારૂ મુખ આમ સુકાઇ શામટે ગયુ છે? તું શામાટે રોઇ રહી છે? શુ તે કાઇ ખાધુ નથી? પિયરથી રિસાઇને તો ચાલી નથી આવી?" હવે સુખદાયિની અશ્રુઓને રોકી શકી નહિ. તેની આખમાથી અશ્રુધારા વહેવા લાગી. સાસુએ વહુને છાતી સરસી ચાપી રોતા રોતા કહ્યુ "પતિના અનાદરથી તારા હૃદયમાં વ્યથા થઇ છે તું જ તારા પતિની ખરી સ્ત્રી છે, તુ જ મારી ખરી વહુ છે. તને છોડી હુ મારા પુત્રનું લગ્ન ફરીથી કરવાની ઇચ્છા રાખતી હતી, તારાપર અત્યત અન્યાય કરી રહી હતી" ઘણી વાર સુધી તે આ પ્રમાણે બોલતી રહી, પછી જ્યારે ઉપસ્થિત મડળનુ સ્મરણ થયું ત્યારે સાસુએ વહુને વૃદ્ધા અને સગપણ ધરાવનારી વડીલ સ્ત્રીઓના ચરણને સ્પર્શ કરવાની ઇશારત કરી વહુ ઉઠી સર્વના ચરણને સ્પર્શ કરવા લાગી, સાસુ હાથમાનુ કામ પડતુ મૂકી વહુને કાઇક ખવરાવવાની ચિતાથી ઘરમા ગઇ. તે જ દિવસે આખા ગામમા સુખદાયિનીની ખ્યાતિ ફેલાઈ ગઇ. સર્વ લોકો કહેવા લાગ્યા "**વહુ મળો તો આવીજ મળો.**"

આ સમયે રામમોહનરાય એક મિત્રના ઘરના દિવાનખાનામા બેસી મિત્રોની સાથે વાર્તાલાપ કરી રહ્યો હતો એટલામા તેના

એક મિત્રે ત્યાં જઇ તેને કહ્યું· "દોસ્ત ! આ તો તમને ઘણી સારી મળી. તેનાથી તમારૂં અપમાન સહન થઇ શક્યું નહિ. તે પિયેરથી રિસાઇ તમારે ઘેર ચાલી આવી છે."

## પ્રકરણ ૪ થું.

### करणेषु दासी.

સુખદાયિની હવે સાસરામા જૂની થઈ ગઇ છે. સાસરામા તેને એક મહિનો થઇ ગયો છે. આ સમય દરમ્યાન તેણે સાસુના હાથમાંથી ઘરનું તમામ કામ છીનવી લીધું છે. ઘરના આંગણાનુ લીંપણુ ગુંપણુ, વાળવું ઝાડવુ એ સર્વનો ભાર સુખદાયિનીના હાથમાં છે. સાસુએ કહ્યુ "તારૂ શરીર સુકુમાર છે, તુ સુખમા ઉછરી છે, તારાથી આટલી મહેનત મજુરી કેમ થશે ?" પરંતુ એના પ્રત્યુત્તરમા સુખદાયિનીએ કહ્યુ "નહિ માજી, હુ સર્વ કામ કરીશ. હું સર્વ કામ કરી શકુ છુ." અને તેણે આ શબ્દો પાળ્યા. તે સાસુને કાંઈ પણ કામ કરવા દેતી નહોતી. ત્યારપછી સાસુએ કાઇક ખીજવાટ સહિત કહ્યું "તુંજ સર્વ કાર્ય કરશે તો પછી હુ શુ કરીશ ? આનો પ્રત્યુત્તર સુખદાયિનીએ કાઇ પણ આપ્યો નહિ, પરંતુ તે મનમાં બોલી: "જો સાસુજી સર્વ કામ કરશે તો પછી હું શાને માટે છું ?" સાસુએ જોયુ કે વહુની આગળ આપણુ કાઇ પણ ચાલે એમ નથી. પોતાનો પૂર્વાધિકાર તેના હાથમાથી લેવો હવે સર્વથા અશક્ય હતો. તેથી હવે તે ધર્મ કર્મમાં જ આખો દિવસ વ્યતીત કરવા લાગી. બપોર પછી ભોજન કરી જ્યારે તે માળા ફેરવવા બેસતી હતી ત્યારે

સુખદાયિની ચપળતાથી ઘરનુ સર્વ કામ આટોપી લઇ તેને ભાગવતનું શ્રવણ કરાવતી હતી.

સુખદાયિનીએ આ એક મહિનામાં બીજાં પણ પુષ્કળ કામો કર્યાં છે. ઘરનું આગણું અતિવિસ્તૃત છે. આંગણામાં પચીસ હાથ ઉંડો એક કૂવો છે. કૂવામાંથી પાણી કાઢી તેણે આંગણામાં કેટલાંક પુષ્પવૃક્ષોને ઉછેરવા માંડ્યાં છે. મોગરો, ચંપેલી, વગેરે ગામમાં મળતાં પુષ્પવૃક્ષો પતિદ્વારા મગાવી મંગાવી રોપી દીધાં છે અને પતિને કહી દીધું છે કે "મુંબઇથી પાછા ફરતી વખતે ગુલાબના સારા સારા છોડ જરૂર લાવશો." કેવળ પુષ્પવૃક્ષો જ નહિ, પરતુ શાક તરકારીના છોડથી પણ આંગણું ભરી દેવામાં આવ્યુ છે. સર્વ છોડો એવી ચતુરતાથી રોપવામાં આવ્યા છે કે આંગણાની શોભા પણ અપાર વૃદ્ધિગત થઇ છે. જેષ્ટ માસના તડકામાં તે સર્વ રોપા જીવાડવા એ કાંઇ ઓછી મહેનતનું કામ નથી. કિંતુ સુખદાયિની ઘરના સર્વ કામ કરી સાસુને ભાગવત સભળાવી, એવા સમયે અને એવી ચપળતાથી આ કામ કરતી હતી કે કોઇ પણ એમ જાણતું નહોતુ કે આ બાગની માળણ સુખદાયિની છે. માત્ર સાસુ જ્યારે સ્ત્રીસમાજમા સુખદાયિની તરફ જોઈ સહાસ્ય કહેતી કે "મે તો માળીની પુત્રી સાથે મારા પુત્રનો વિવાહ કર્યો છે" અને સુખદાયિની ઘુંઘટમા હસતી ત્યારે જ લોકો જાણતા કે આ સર્વ ખેલ સુખદાયિનીનો છે. રામમોહનરાયની માતા કોઇ કોઇ પ્રસગે તેને કહેતી કે "કાછીઆની છોકરીએ ખેતર તૈયાર કર્યું છે તેથી આપણને આ ચોમાસામા શાક તરકારી ખરીદવાની આવશ્યકતા રહેશે નહિ.

ઘરમા જેટલા ફાટયા તૂટયા કપડાં હતા તે સર્વને ખારાથી ધોઇ લીલા, પીળા, આસમાની, ગુલાબી આદિ રંગોથી રંગી સુખદાયિનીએ

તેમને સીવી સાંધી તેમના ઝાલરદાર ચદરવા બનાવ્યા, તથા તેપર વેલબુટ્ટા કાઢી તેમની સુંદરતામાં કાંઇ મણા રહેવા દીધી નહિ. દિવાલ પર પણ તેણે ઉત્તમોત્તમ ચિત્રો આલેખ્યાં કોઇક સ્થળે રાસમડપમાં શ્રીકૃષ્ણ મહારાજ વિરાજિત છે અધર યુગલમા શ્રી કરકમળોને આશ્રયે વાંસળી શોભી રહી છે. ડાબી તરફ નંદલાલ મોહિની જગજ્જનની રાધિકાપ્રેમવલ્લભના સ્કધપર મસ્તક રાખી ઊભી રહી છે. મધુકરો તેના મુખપંકજને પ્રકૃત કમળ ધારી મધુની લાલસાથી તેની આસપાસ ઉડી રહ્યા છે. શ્રીકૃષ્ણ મહારાજ રાધિકાની તરફ આખ ફેરવી જાણે એમ ન કહી રહ્યા હોય કે "પ્રિયે ! આ ભ્રમરો મારી સપત્તિ લૂટવા માગે છે" તેવો ભાસ થઇ રહ્યો છે. ગોપિકા મડળી પૂર્ણિમાની મધુર ચાદનીમાં અનુપમ રૂપ યૌવનને અપૂર્વ શોભામય બનાવી એક બીજાના હાથ પકડી નવીન દમ્પતીની ચોતરફ મોહક નૃત્ય કરી રહી છે. કોઇક સ્થળે કુરુસભામા એકવસ્ત્રા રજસ્વલા દ્રૌપદીને દુર્યોધનની આજ્ઞાથી લાવવામાં આવી છે ભીષ્મ આદિ કુરુ વૃદ્ધગણ આ વિષમ દ્રશ્ય જોઇ મસ્તક અવનત કરી મૃતવત્ બેઠા છે, અને દ્યૂતમા હારેલા યુધિષ્ઠિર વગેરે પચ ભ્રાતા પણ મસ્તક નમાવી બેઠા છે. કેવળ ભીમ—ક્રોધી ભીમના મુખનો શાત ભાવ નષ્ટ થઇ ગયો છે. તે રક્ત નેત્ર કરી દાંત કચકચાવી કુરુવંશનો ધ્વસ કરવાને માટે જ્યેષ્ઠ ભ્રાતાની આજ્ઞાની પ્રતીક્ષા કરી રહ્યો છે. યુધિષ્ઠિર જાણે સંજ્ઞાથી કહી રહ્યા છે "શાત થા, બંધુ, શાત થા ! આ તરફ કઠોરહૃદય દુશાસન દ્રૌપદીનું વસ્ત્ર ખેચી રહ્યો છે કર્ણ તથા વૈભવોનમત્ત અને યૌવનોન્મત્ત કૌરવો હાસ્ય કરી રહ્યા છે તથા મ્હેણા ટોણા મારી રહ્યા છે. એકવસ્ત્રા દ્રૌપદી સભામાં નગ્ન થવાની તૈયારીમાં હતી. તેણે કુરુ

વૃદ્ધોને પ્રાર્થના કરી. પતિઓને પ્રાર્થના કરી. પરતુ કોઇએ પણ તેની લજ્જા નિવારણ કરી નહિ. આથી તે ઉર્ધ્વ દૃષ્ટિ કરી દ્વિકર જોડી સર્વ વિપદ્ભજન પાખડદમન નારાયણને લજ્જાનિવારણને માટે પ્રાર્થના કરવા લાગી. ભયવિહ્વલા દ્રૌપદીના નયનોમાથી અશ્રુ ધારા ચાલી રહી છે. ભક્તવત્સલ હરિ પણ શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારણ કરી આકાશ માર્ગમા ઉપસ્થિત થઇ તેને આશ્વાસન આપવા લાગ્યા છે આ જ પ્રકારના ભક્તિ પ્રદીપ્ત કરનારા અનેક ચિત્રો રામ-મોહનરાયની દિવાલો પર આલેખવામા આવ્યાં છે. સપૂર્ણ પુરાણ જાણે સજીવ થઇને દિવાલોપર વિરાજિત થયુ છે. રામમોહનરાયના નાના માસીઆઈ ભાઇએ એક દિવસ આવી આ સર્વ લીલા જોઇ સુખદાયિનીને કહ્યુ હતું કે “ભાભી! આવુ એક ચિત્ર મને આલેખી આપો હુ તેને મુંબઇના પ્રદર્શનમા મૂકી તમારે માટે પ્રથમ પક્તિનુ ઇનામ મેળવીશ.” સુખદાયિનીએ સ્મિત કરી પ્રત્યુત્તર વાળ્યો “અ-મારે ઇનામ જોઈતું નથી. નાની બ્હેનને માટે એક વર રૂપી ઇનામ જોઇએ છે તેની ફિકર કરો.” નાની બ્હેન રામમોહનરાયની માસી-આઇ બ્હેન છે

---

## પ્રકરણ ૫ મું.

---

### कार्येषु मंत्री।

---

હવે રામમોહનરાયની માતાએ પૈસા ટકાનો ભાર સુખદાયિનીના હાથમા સોપી દીધો છે. રામમોહનરાયે સાસરેથી પાછા ફરી પોતાની માતાનો છેલ્લો અલંકાર વેચી વિચાર કર્યો હતો કે “આ રૂપિઆથી

ઘરનો ખર્ચ વીશ ત્રીસ દિવસ સુધી ચાલશે. હવે હું એ ચાર દિવસમાં મુંબઈ જઈ નોકરીની તજવીજ કરીશ." પરંતુ સુખદાયિની આવી પહોંચવાથી રામમોહનરાયને નોકરી શોધવા માટે જવામા કાંઇક વિલંબ થયો. પ્રિયાના મિલનના આનંદમા પાચ સાત દિવસ સુધી આ વાતનો તો કાંઇ ખ્યાલ પણ આવ્યો નહિ. પછી જ્યારે તે વાતની શુદ્ધ આવી ત્યારે એક તરફ રંકતાના લીધે ઘર છોડવાની આવશ્યકતા અને બીજી તરફ પ્રિયાના વિયોગની ચિંતા તેને વ્યાકુળ કરવા લાગી સુખદાયિનીએ એક દિવસ તેને પૂછ્યુ "તમે આટલી બધી ચિંતા શામાટે કરો છો ? કૉલેજ ઉઘડવાને હજી કેટલો વિલંબ છે ?"

રામમોહનરાયે કંઇક અફસોસ સાથે કહ્યુ "હવે શુ ભણવાનુ સૌભાગ્ય મળશે ? કૉલેજ ઉઘડવાને તો હજી કાઇક વિલંબ છે, પરંતુ હવે કૉલેજમા શુ જઇ શકાશે ? હવે તો નોકરી કરવી પડશે નોકરી કર્યા વિના બીજો શુ ઉપાય છે ? કોને ત્યા જવાથી નોકરી મળશે ? કેવી રીતે નોકરી મળશે ? અને સૌથી વિશેષ દુખની વાત તો એ છે કે તને છોડીને હું કેવી રીતે જઇશ ? આ સર્વ ચિંતાઓ મને ગાંડો બનાવી રહી છે." સુખદાયિનીએ કહ્યું "હમણાં અભ્યાસ છોડી દેવાથી આટલા દિવસની મહેનત વ્યર્થ જશે. ખર્ચને વાસ્તે તો ભગવાન્ કાઇ ને કાઇ વ્યવસ્થા કરી જ આપશે." રામમોહનરાય બોલ્યો: "ભગવાન્ બીજી શી વ્યવસ્થા કરશે ? ઘરખર્ચને વાસ્તે જે રૂપિઆ છે તે તો હવે થોડા દિવસમા પૂરા થશે." સુખદાયિની બોલી "નહિ, નહિ, ઘરખર્ચને માટે હજી ઘણા પૈસા છે. સાસુજી હવે રૂપિઆ મારી પાસે જ રાખે છે. બીજા ત્રણ માસ સુધી આપણને કાંઇ પણ ચિંતા કરવાની જરૂર નથી."

રામમોહનરાય મનમાં વિચાર કરવા લાગ્યો. "જે રૂપીઆ છે તે તો એક મહિનાને માટે પણ પૂરતા નથી તો પછી ત્રણ માસ સુધી ઘરનો ખર્ચ શી રીતે ચાલશે ?" પરતુ રામમોહનરાય જાણતો નહોતો કે હવે આટા બદલે બજારમાંથી ઘઉ લાવવામાં આવે છે. આટો ઘરમાં જ તૈયાર થાય છે. તે જાણે પણ કેવી રીતે ? મગરકે તે સૂતેલો હોય તે સમયે ઘટીનો જે અવાજ થાય છે તે તેના કાન સુધી પહોચતો નથી. ઘી હવે વ્યાપારીને ત્યાથી આવતુ નથી, ઘરની ગાય જે દૂધ દે છે તેનો અર્ધો ભાગ રામમોહનરાય અને તેની માતા પીએ છે અને અર્ધા ભાગનુ માખણ બને છે. સુખદાયિની સાસુને કહે છે " હુ દુધ કરતા છાશને વિશેષ પસદ કરૂ છુ." ગાય પણ સુખદાયિનીના હાથથી પેટપુર ચારો ખાઇ પહેલા કરતા વિશેષ દુધ દેછે. માત્ર શાક તરકારી અને મીઠુ મરચુ ખરીદતુ પડે છે. આથી ખર્ચ ઘણો ઘટી ગયો છે રામમોહનરાયે કાઇક વિચાર કર્યો પછી પૂછ્યુ "શુ ત્રણ મહિના સુધી ઘર ખર્ચ ચાલશે ?" સુખદાયિનીએ પ્રત્યુત્તર આપ્યો "વિશેષ નહિ તો ત્રણ માસ પર્યંત તો અવશ્ય ચાલશે અમારે માટે કાઇ પણ ચિતા કરશો નહિ કોઇ શ્રીમતના છોકરાને ટ્યુશન આપવાથી કૉલેજનો ખર્ચ નિભશે એટલુ જ નહિ, પણ અમને પણ કાઇક સાહાય્ય મળશે અને જો નહિ બને તો ભગવાન્ છે—તે કોઇ ને કોઇ રીતે આપણુ કાર્ય સિદ્ધ કરશે જ"

સુખદાયિનીના અનત ગુણોએ આટલા દિવસમાં જ રામમોહનરાયના હૃદયને જીતી લીધુ છે તે જે વાત કહે છે તે જ રામ મોહનરાયને ઉચિત લાગે છે રામમોહનરાયે પુન અભ્યાસ શરૂ કર્યો તે પુન પરીક્ષાને માટે તૈયારી કરવા લાગ્યો. તે જ્યારે અભ્યાસ

કરતો હતો ત્યારે સુખદાયિની ઓટલી પર બેસી કાંઈક સીવતી હોય એમ લાગતું હતું. રામમોહનરાય જો માથુ ઉંચુ કરીને પૂછતો કે "શુ કરી રહી છે?" તો તે પ્રત્યુત્તર આપતી કે "એક ફૂલ કાઢું છુ." અને તે મનમાં કહેતી કે "પ્રિયકર! શુ હું તમને અભ્યાસ કરવાને માટે ટયુશન આપવા દઈશ? આ ફૂલજ તમારા અભ્યાસનો ખર્ચ કાઢશે."

ગ્રીષ્મ ઋતુની રજા પૂર્ણ થયા પૂર્વે જ રામમોહનરાય માતાના ચરણોને સ્પર્શ કરી મુંબઇ જવાને તૈયાર થયો. પુસ્તક લેવાને બહાને એક વાર ઘરમાં આવી પત્નીની મુલાકાત લીધી જતી વખત સુખદાયિનીએ એક નાનીશી પોટલી તેના હાથમા આપી કહ્યુ "આમાની વસ્તુ કે૯ જરીના વ્યાપારીને બતાવશો. જે રૂપિઆ આવે તેમાથી જો મુંબઇનો ખર્ચ નિભે તો ટયુશન આપવામા સમય ગુમાવશો નહિ. એની સારી કદર થાય અને રૂપિઆ વિશેષ મળે તો આપના ખર્ચના રૂપિઆ રાખી મારે માટે એક સાદી રેશમી સાડી મોકલી આપજો."

આગગાડીમા બેસી રામમોહનરાયે સૌથી પહેલા તે પોટલી ખોલી તો તેને પ્રતીત થયુ કે તેમા જરીના વેલબુટ્ટા છે, તેમાંનાં કૃત્રિમ ફૂલો પ્રકૃત વિકસિત ફૂલોનો બહાર દર્શાવી રહ્યા છે સુખદાયિનીએ એક મહિનાના ખર્ચથી ત્રણ મહિનાનો ખર્ચ ચલાવવાનુ બીડુ ઝડપીને તે જ રૂપિઆમાંથી જરી આદિ ખરીદી આ કામ કર્યું હતું. મુંબઇમાં એક જરીના વ્યાપારીની દુકાને આ માલ વેચી રામમોહનરાયે પોણી બસેં રૂપિઆ પ્રાપ્ત કર્યા. સો પોતાને માટે રાખી પચીસ રોકડા અને પચાસની એક રેશમી સાડી ઘેર મોકલી દીધી રામમોહનરાય સ્રીના અનંત ગુણો અને તેના વિયોગનું સ્મરણ કરી બહુ લાંબા દિવસ સારી રીતે અભ્યાસ કરી શક્યો નહિ

---

# પ્રકરણ ૬ ઠું.

## સ્વામીની માંદગીમાં સુશ્રૂષા.

રામમોહનરાય બી. એ. ના કલાસમા શીખે છે અને કાયદાની પરીક્ષાને માટે પણ તૈયારી કરી રહ્યો છે પૂર્વે સસરાના પૈસાથી ખર્ચ ચાલતો હતો, હવે સ્ત્રીની મહેનતથી કૉલેજનો અભ્યાસ ચાલુ રહ્યો છે. હવે અભ્યાસ કરવામા તેનો અભ્યાસ ચાર ગણો વધ્યો છે. પરીક્ષામા પહેલે નબરે આવવાની આકાક્ષાએ તેને પ્રમત્ત બનાવી દીધો છે. પરિશ્રમનો અતિરેક તેની તદુરસ્તીપર કાઇક કાઇક અસર કરવા લાગ્યો છે. તે તેની કાંઈ પણ દરકાર કરતો નહોતો, પરતુ તેથી તેનુ અહિત જ થયુ. તેની તદુરસ્તી બગડવા લાગી. તે બિમાર પડયો. પહેલવહેલા રામમોહનરાયે દવા કરવામા ઢીલ કરી રોગે જ્યારે તેને ખૂબ જકડી લીધો ત્યારે તેણે સારા સારા ડૉક્ટરો બોલાવ્યા. ડૉકટરો ચિકિત્સા કરી એવા અનુમાનપર આવ્યા કે રોગીના જીવવાની આશા નથી ! અલબત્ત, આ વાત તેણે રામમોહનરાયને કહી નહિ; પરતુ તેને ઘેર જવાની સલાહ આપી. તે વખત સુધીમાં રામમોહનરાયને અન્ય કારણથી પણ ઘેર જવાની આવશ્યકતા ઉપસ્થિત થઇ હતી. સ્ત્રીની મહેનતના જે રૂપિઆ ખર્ચવાની પહેલા વાણ કરી, રામમોહનરાય હવે મરણશય્યાપર આવી પડયો હતો, તે રૂપિઆ પણ હાલમા પૂરા થયા હતા, આથી રામમોહનરાયને ઘેર ગયા વિના છૂટકો નહોતો. ઘર છોડયાને અઢી માસ વ્યતીત થયા પછી રામમોહનરાય ડોળીમા બેહોશ દશામાં ઘેર આવ્યો ! મજુરોએ માત્ર ચામડીથી ઢકાએલા હાડકાના એક હાડપિંજરને રામમોહનરાય કહીને ઘરમા લાવી

સુવાડી દીધો ! આ દ્રશ્ય જોઇ રામમોહનરાયની માતા મોટેથી રોઇ પડી. સુખદાયિનીનુ મસ્તક ભ્રમવા લાગ્યુ અને જો તે દિવાલને ટેકે ઊભી રહી નહિ હોત તો અવશ્ય નીચે પડી જાત. તે રડી નહિ, તેણે ઘાંટો કાઢ્યો નહિ; માત્ર તેના ઓષ્ઠોનુ સ્વાભાવિક સ્મિત અદ્રસ્ય થઇ ગયું. અને તે શરીર તથા હૃદયને દશપટ અધિક દૃઢ કરી રોગીની સેવા સુશ્રૂષા કરવા લાગી.

* * * *

રામમોહનરાયને ઝાડો અને તાવ લાગુ પડ્યો હતો તેને એક દિવસમાં ત્રીસ પાત્રીસ વાર દસ્ત થતા હતા. તેનામા ઉઠવાનુ સામર્થ્ય નહોતું. આવી દશામા સ્ટેશનથી ડોળીમા આવવું પડ્યું હતું. આગગાડીમાં પણ તકલીફ પડવામા કાંઈ ન્યૂનતા રહી નહોતી. મુંબઇથી તેનો એક મિત્ર તેના ગામની નિકટના સ્ટેશન સુધી આવી ડોળી અને મજુરનો બદોબસ્ત કરી પાછો ફર્યો હતો, કારણકે બીજે જ દિવસે એક વિશિષ્ઠ પરીક્ષાની તારીખ હોવાથી તે તેના ઘર સુધી આવી શક્યો નહોતો. રસ્તાની તકલીફ રામમોહનરાયને માટે અસહ્ય હતી. તે બેહોશ થઇ ગયો હતો. જ્યારે તે હોશમાં આવ્યો ત્યારે તેણે જોયુ કે શય્યાની એક બાજુએ માતા અને બીજી બાજુએ સ્ત્રી બેઠી છે. રામમોહનરાયને હવે સર્વ વાત યાદ આવી. ઘરમા સ્વજનોને સન્મુખ જોઇ તેનુ ચિત્ત કાંઇક પ્રસન્ન થયુ, પરતુ થોડી જ વારમા ઉંડી પેસી ગયેલી આંખો જળથી ભરાઇ ગઇ. છાતીપર રાખેલો માતાનો હાથ પકડી રામમોહનરાય મંદ અને ક્ષીણ અવાજે કહેવા લાગ્યો: "માડી! હવે હું જીવીશ નહિ. હવે પૈસા પણ રહ્યા નથી કે ડૉક્ટરને બોલાવીએ." માતા પુન મોટેથી રોઇ પડી. જે સુખદાયિનીએ હૃદયને વજ્રસમાન કઠિન બનાવી રાખવાની પ્રતિજ્ઞા કરી હતી તેના ઘુમટામાં પણ અશ્રુધારા ચાલવા લાગી.

સુખદાયિનીના હૃદયમા એક નવીન ચિંતા પ્રવેશી તેને વ્યાકુળ કરવા લાગી. અત્યારસુધી પતિ કેવી રીતે હોશમાં આવે એની તેને ચિંતા હતી એ માટે તે યથાશક્તિ પ્રયત્ન કરી રહી હતી. મસ્તકપર કોઇ વાર ધીમે ધીમે હાથ ફેરવતી હતી, કોઇ વાર લલાટપર હાથ ફેરવતી હતી અને કોઇ વાર પખો હલાવતી હતી તેનો પતિ હોશમાં આવ્યો ત્યાસુધી તેને બીજી કોઇ વાતનો વિચાર કરવાનો પ્રસગ પ્રાપ્ત થયો નહોતો. કિતુ જ્યારે રામમોહનરાયે શુદ્ધિમા આવી ચિકિત્સા વિના મરવાની વિષમ વાત કહી ત્યારે તેની વ્યાકુળતાનો પાર રહ્યો નહિ ત્યારપછી તે વિચારવા લાગી "ચિકિત્સાનો ખર્ચ શી રીતે મેળવી શકાશે ? ઘરમા જે કાઇ હતુ તે તો પ્રાય: મજુરોને આપવામા જ ખર્ચાઇ ગયુ છે હવે તો અન્નના પણ વાખા પડવાનો પ્રસગ આવ્યો છે તો પછી પતિની ચિકિત્સા શી રીતે થશે ?" આ ઘોર ચિંતા સુખદાયિનીના હૃદયને વ્યાકુળ કરવા લાગી.

માતા થોડીક વારે શાત થઇ કહેવા લાગી "બેટા, તારી દવા જરૂર કરાવીશ, આ વિપત્તિમા હવે અમને ઇજ્જતનો ખ્યાલ રહ્યો નથી કાલે પ્રાતકાળમા તારા સસરાપર કહેણુ મોકલીશ." પોતાના સસરાની વાત માતાને મુખે સાંભળી રામમોહનરાયના જર્જર અને નિર્બળ શરીરમા જાણે આગના ભભુકા ઉઠયા તે સમયે જેટલુ બળ તેના શરીરમા હતું તે સર્વ બળ સહિત તે પોકારી ઉઠયો "શુ તે અપમાન કરનાર સસરાની મદદ હુ લઇશ ?" રામમોહનરાય બીજુ કાઇક બોલવા જતો હતો; પરતુ ક્રોધના આવેશે તેનુ ગળુ બધ કરી દીધુ. માતા તેને સમજાવવા માટે કાઇક કહેવા જતી હતી, પરતુ સુખદાયિનીએ હાથ જોડી તેને તેમ કરતાં અટકાવી એટલામાં રામ-

મોહનરાયને પુનઃ બોલવાની શક્તિ પ્રાપ્ત થઈ. તે કહેવા લાગ્યો: "મારા સસરાએ મારૂં જે અપમાન કર્યું છે તે તો હું મરણપર્યંત કદિ પણ ભૂલનાર નથી હું ભલે મરૂ-સો વાર મરી જાઉં-કિંતુ તે અભિમાની લક્ષાધિપતિની પાસેથી તો એક કોડી પણ લઇશ નહિ." આવી રીતે કેટલીક વાર બોલવાથી રામમોહનરાયને તૃષા લાગી. સુખદાયિની પાણી લાવવા જતી હતી, પરંતુ માતા બોલી "તું બેસ, મારી પેટીમાં પતાસું છે, તે પાણીમા મેળવી લાવું" માતા ત્યાંથી ગયા પછી રામમોહનરાયે સુખદાયિનીના હાથ પકડી લીધા તે કાંઇક કહેવા જતો હતો, પરંતુ સુખદાયિનીએ તેને અટકાવી કહ્યું "વિશેષ બોલશો નહિ, બહુ થાકી ગયા છો જેના નામથી હૃદયમા દુઃખ થાય છે તેને ભૂલી જાઓ. પ્રભુ માથે છે, તે સર્વ દુઃખ નિવૃત્ત કરશે'

રાત વ્યતીત થઈ, પરંતુ પ્રાતઃકાળ અતિભયાનક મૂર્તિ ધારણ કરી સુખદાયિની અને તેની સાસુની સામે ઉપસ્થિત થયો રામમોહનરાયની સાથે એક અઠવાડીઆની દવા આવી હતી ડૉક્ટરે ઘઉંની કાંજી ખાવાની સલાહ આપી હતી, પરંતુ તે તૈયાર કરવામા ખાંડની જરૂર હતી, અને ઘરમા તો માત્ર એક જ પૈસો મળ્યો તેની ખાંડ મંગાવી, પરંતુ એક પૈસાની ખાંડ કેટલા દિવસ ચાલશે? ઘઉંનો લોટ તો ત્રણ ચાર દિવસ સુધી ચાલે એટલો હતો ન તો રોગીની દવાને માટે પૈસા હતા કે ન તો સાસુવહુના ભોજનને માટે એક દાણો અનાજનો હતો. સાસુ પોતાના સુખના દિવસો સંભારી રોવા લાગી. વહુ રામમોહનરાયને સૂતા છોડી મસ્તકમા ચિંતાનો જ્વાળામુખી ભરી વાસણ માજવા લાગી. ત્યારપછી તેણે ગાયને બહાર કાઢી ગૌશાળા સાફ કરી. પછી કેટલીક વાર સુધી ઘરના બારણામા ઊભી રહી કોઇની રાહ જોતી હોય એમ જણાઇ. કિંતુ કોઇ આવ્યું નહિ

તેથી દીર્ઘ નિશ્વાસ નાખી સુખદાયિની ઘરની બહાર નીકળી.

સુખદાયિની જ્યારથી સાસરામાં આવી છે, ત્યારથી કદિ પણ ઘરની બહાર નીકળી નથી. ગામની રચના કેવી છે, ગામની ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ દિશામા શુ છે, ગામમાં ક્યા કોનુ ઘર છે, તે કાઇ તે જાણતી નથી, તોપણ તે આજે ઘરની બહાર નીકળી ગામમા ચાલી છે. શામાટે ચાલી છે તેનો પરિચય કદાચ પાઠકોને આપવો પડશે જ નહિ. જેના ઘરમા અન્ન નથી, તે શામાટે બહાર નીકળે છે તે આપોઆપ સમજાઇ જાય એમ છે અન્નની ચિતામા, સાસુને ખવરાવવાની ચિતામા, પતિને જીવાડવાની ચિતામા, સુખદાયિની આજે લજ્જાનો ત્યાગ કરી ઘરની બહાર નીકળી છે. આજે નડિઆદના લક્ષાધિપતિની પુત્રી મૂઠી અન્નને માટે ઘરની બહાર નીકળી છે જે બાલકરામ ત્રિવેદીનુ નામ સાભળી વાઘ બકરીને એક ઓવારે પાણી પીવુ પડે છે, જે પ્રબળ પરાક્રમી જમીનદારની આમદાની પાચ લાખ રૂપિઆથી પણ અધિક છે, જે ધનકુબેરની જમીન આખા ખેડા જીલ્લામા પ્રસરી છે મોટા મોટા અગ્રેજ અમલદારો પણ જે ધનવાન્ બ્રાહ્મણની ખુશામત કરે છે, ખુદ કમીશનર સાહેબ પણ જેના દિવાનખાનાને સુશોભિત કરે છે, તે પ્રતાપી જમીનદારની એક માત્ર કન્યા આજે અન્ન વિના અધકાર જોતી અન્નની ખોળ કરવાને પરાયે ઘેર જાય છે ! ઓ વિધિ તારી બલીહારી છે ! સુખદાયિની ક્યા જશે ? તે ઓળખે છે જ કોને ? મણિશકર દ્વિવેદીની પુત્રી તારા સુખદાયિનીને ઘેર હમેશાં આવતી જતી હતી. સુખદાયિની તેની જ રાહ જોતી બારણામા થોડીવાર ઊભી રહી હતી અને હમણા પણ તે તેને જ શોધવાને જાય છે પહેલા લજ્જાવશે તેના પગ પત્થરના બની ગયા હતા, પરન્તુ પછી તે મનમાં

હિસાબ ગણુવા લાગી કે પતિના પ્રાણુની મહત્તા વધારે કે લજ્જાની મહત્તા વધારે ? સાસુની રક્ષા મોટી કે લજ્જા મોટી ? પછી લજ્જાને નાની અને ઓછા મહત્વની ગણી તે ઘરમાંથી બહાર નીકળી. તારાની વાતચીતપરથી તેનુ ઘર અતિનિકટ હોય એમ લાગતું હતું. સુખદાયિની તારાના કરેલા વર્ણનના આધારે ચાલી, અલ્પ સમયમા તેને ઘેર પહોચી ગઈ.

તારા ઘરના આગણુામાં જ ઊભી હતી. સુખદાયિનીને જોતાં જ "અરે ભાભી તમે–" એમ બોલી તે દોડી આવી અને તેનો હાથ પકડી તેને ઘરમા લઈ ગઇ. ઘરમાં ગયા પછી સુખદાયિની કાંઇ કહેવા જતી હતી, એટલામાં મણિશકર ઘાટો પાડી બોલી ઉઠચો "તારા, એ કોણ છે ? રામમોહનરાયની વહુ છે ને ? એનુ આપણા ઘરમા કઈ કામ નથી " આ અનાદરથી સુખદાયિનીનુ હૃદય વિદીર્ણ થઇ ગયુ રોતી તારાને છોડી સુખદાયિની જે માર્ગે આવી હતી તે માર્ગે પોતાને ઘેર પાછી ચાલી ગઇ.

"શુ આ વિપત્તિના સમયમા દુનિયા પણ અમારી વિરોધી બની ગઇ છે ?" આવો વિચાર સુખદાયિની કરતી હતી એટલામાં તારા એકાએક ત્યા આવીને ઊભી રહી. તેણે જણાવ્યુ કે "આ સર્વ કારસ્તાન તમારા પિતાના છે. આ ગામમા કોઇ પણ માણસ તમને સાહાય્ય કરશે નહિ." વળી રોતા રોતા તારાએ એમ પણ જણાવ્યુ કે "રામમોહનરાય બિમાર પડીને ઘેર આવ્યા છે એ વાત સર્વત્ર પ્રસરી ગઇ છે. તોપણ બાળકરામ ત્રિવેદીના ડરથી કોઇ ખબર લેવા સુદ્ધા આવતુ નથી" સર્વ મર્મ સમજી સુખદાયિની એકદમ ચિતાના અથાગ સમુદ્રમા ડુબી ગઇ. પિતાની નિષ્ઠુરતા તો સુખદાયિની પ્રથમથી જ જાણતી હતી, પરંતુ તે આવું હલકટપણું

બતાવશે એવો તો તેને સ્પપ્નમાં પણ ખ્યાલ નહોતો. હવે તેને ખબર પડી કે તેનો પિતા નિષ્ઠુરતાની પરાકાષ્ઠાએ પહોચી ગયા છે. આખો દિવસ સુખદાયિની અને તેની સાસુએ ભૂખ્યા રહી રામમોહનરાયની સેવા કરી. રાત્રિના સમયે તારાએ ક્યાકથી કાઇક અન્ન આણી આગ્રહપૂર્વક સાસુ વહુને ખવરાવ્યુ. તેણે થોડી ખાડ પણ રામમોહનરાયને માટે આણી વળી તેણે એક બીજી વાત પણ સુખદાયિનીને કરી અને તે પ્રમાણે વર્તવાનુ સમજાવ્યુ. વૃદ્ધ સાસુએ તે વાત સાભળી ને આખમા આસુ આણ્યા. તોપણ છેવટ તેને તે વાતની હા કહેવાની ફરજ પડી।

પાઠક। આ વાત શુ છે તે તું જાણે છે? આ વાતનો ઉલ્લેખ કરતા પણ લેખકને વ્યથા થઇ રહી છે. સહૃદય પુરુષ આ વાતની કઠોરતા શી રીતે સહન કરશે? અદાર પ્રગણાના જમીનદારની એકની એક પુત્રી અને દેશપ્રસિદ્ધ અધ્યાપક સ્વર્ગવાસી નારાયણ શર્માની એકની એક પુત્રવધૂ, આજે સજ્જનસિહને ઘેર રસોઇ બનાવવાને કબૂલ થઇ છે।। સાત રૂપિઆ આગળથી લઇ સાસુના અન્ન તથા પતિના પથ્યનો પ્રબધ કરી સુખદાયિની સાનદ પોતાની નોકરી બજાવવાને ઉદ્યત થઇ। આ વાત સાભળતી વખત સુખદાયિનીના સમગ્ર શરીરમા વિદ્યતનો ધક્કો લાગ્યો હતો, પરંતુ હવે તે દિવસના ત્રણ કલાક અને રાત્રિના ત્રણ કલાક આનદપૂર્વક રસોઇનુ કામ કરે છે પહેલાના સર્વ કામો તે પૂર્વવત્ કરે છે અને તે ઉપરાત આ કામ અને પતિની સેવા–એ સર્વ સુખદાયિની સતત ઉદ્યોગથી કરે છે।



# પ્રકરણ ૭ મુ.

## પેટની વેઠ.

રામમોહનરાય બિમાર પડીને ઘેર આવ્યા પછી બે દિવસમા સુખદાયિનીના સબંધમા આ ભયકર સ્થિત્યતર થયુ. સસારના દુ:ખોથી દલિત થયેલી વૃદ્ધ સાસુ ગાડી જેવી બની ગઇ હતી. પુત્ર મરણશય્યાપર પડયો છે, પુત્રવધૂ પરાયે ઘેર રસોઇ કરે છે. સુખદાયિની પ્રત્યે સઘળી સમજાવટ સર્વથા નિષ્ફળ થતી હતી. અભાગિની વૃદ્ધાને કોઇ પણ પ્રકારે આશ્વાસન મળતું નહોતું. રોતા રોતા તેની આખ સુણી આવી. વિચાર કરતા કરતા તેનુ મગજ ભ્રષ્ટ થઇ ગયુ આવી દશામા કોઇ કોઇ વાર તેને રામમોહનરાયની શય્યા સાફ કરવી પડતી હતી. રામમોહનરાયને હવે પહેલા કરતા પણ વિશેષ દસ્ત થતા હતા. હવે રાત્રિ દિવસ મળીને તેને પચાસ સાઠ ઝાડા થતા હતા વારંવાર તેની શય્યા સાફ કરવી પડે છે. રામમોહનરાયમા ઉઠીને સડાસમા જવાની પણ શક્તિ નથી અને આવી વિષમ કમજોરીની દશામા તેને ઉચકીને લઇ જવામા પણ ભય રહેલો છે. રામમોહનગય માતાને કામ કરતી જોઇ વારવાર પૂછ્યા કરતો કે "મા, તું શામાટે આ કામ કરે છે? તે કયા ગઇ?"

અત્યારસુધી રામમોહનરાય જાણતો નહોતો કે તેની પ્રાણાધિક પત્ની તેના જીવનની રક્ષાને માટે શુ કામ કરે છે! સેકડો દાસદાસીઓવાળી, પિતામાતાના અનત સ્નેહયત્નથી પ્રતિપાલિતા અને વિવિધ મિષ્ટાન્ન જમનારી સુખદાયિની જ્યારે પતિભક્તિનુ અનિર્વચનીય ઉદાહરણ દર્શાવી, પતિને માટે સર્વસ્વનો ત્યાગ કરી પતિના ઝુપડામા આવીને રહેવા લાગી તથા પૂર્વસ્મૃતિ દૂર કરી

સાધારણ ગૃહસ્થ બાળાની પેઠે ગૃહકાર્યો કરવા લાગી તથા દરિદ્રાવસ્થાના દુઃખાર્જિત કુત્સિત અન્ન પર જીવવા લાગી ત્યારે રામમોહનરાય વારંવાર પોતાના મનમા બોલતો કે "પ્રિય સુકુમાર નારી ! હું કેટલા સમયમા આ તારા દુઃખોને દૂર કરી શકીશ? તારાં કષ્ટો જોઇને મારૂ હૃદય ફાટી જાય છે ભગવાન્ ! ક્યારે તારી કૃપાદષ્ટિ આ દીન અભાગીપર પડશે?" પરતુ આજે તેની તેજ પ્રાણપ્યારી સતી તેના જીવનના રક્ષણને માટે કેવુ હલકુ કાર્ય કરે છે તે તે જાણતો નહોતો. રામમોહનરાય જ્યારે જ્યારે પોતાની માતાને પૂછતો કે "તે ક્યા ગઇ? તે ક્યાં ગઇ ?" ત્યારે ત્યારે તે રોવા લાગતી હતી. રામમોહનરાયની જિજ્ઞાસા આથી વિશેષ વૃદ્ધિગત થતી હતી, અને એક દિવસ તો રામમોહનરાયનુ પીડિત, જિજ્ઞાસુ હૃદય લજ્જા નિયમ વગેરે સમસ્ત મર્યાદાને ઉલ્લઘીને માતાની પાસેથી સ્ત્રીની ગેરહાજરીનો ખુલ્લાસો મેળવવાને ઉદ્યત થયુ રામમોહનરાયે પ્રશ્ન કર્યો "જ્યારે જ્યારે તેની વાત પૂછુ છુ ત્યારે તું રડે છે શ માટે ? સત્ય કહે કે તે ક્યા છે?" રામમોહનરાય આજે અત્યત આગ્રહી બની ગયો હતો તેને માતાની પાસેથી આગ્રહપૂર્વક તે વિષમ વાતનો ખુલાસો મળ્યો

રોગથી દુર્બળ બનેલી નસોમા આ વાક્યબાણનો વિષમ આઘાત સહન કરવાની શક્તિ નહોતી રામમોહનરાયની આંખો સામે આખુ જગત્ દડાની પેઠે ફરવા લાગ્યું સૂર્યપ્રકાશ ઝાખો જણાવા લાગ્યો, આખોનુ તેજ ઘટી ગયુ અને સમસ્ત વસ્તુઓ ક્રમશ અધકારમાં લીન થઇ ગઇ રામમોહનરાયની શુદ્ધિ જતી રહી હવે હૃદય ધડકતું નથી, હવે અગ પ્રત્યંગ હાલતા નથી–તે દુર્બળ, નિર્બળ

કરતી, છાતી કૂટતી, મસ્તક અફાળતી, જમીનપર આળોટવા લાગી '

ચાંડાળ પેટને માટે પત્ની પરાયા ઘરમાં રસોઇ બનાવે છે એ શોચનીય વાગ્વજ્રથી જ્યારે રામમોહનરાયના જીર્ણ દેહપિંજરમા પ્રાણ પક્ષી ઘાયેલ થઇને પડયુ હતું ત્યારે સજ્જનસિંહના ઘરમાં સુખદાયિની અશ્રુધારા વરસાવતી ચુલો ફૂંકી રહી હતી. સુખદાયિનીની અશ્રુધારાનુ કારણ ચુલાનો ધુમાડો નહોતો, પરતુ આજે એક જૂદો જ વિષાદ તેના મર્મસ્થળને વિદ્ધ કરી રહ્યો હતો. પરાયા ઘરમા રસોઇ બનાવવાનુ અપમાન તો સુખદાયિનીથી સહન થઇ શકયુ હતુ, પરતુ આજનો વિષાદ કોઇ જૂદો જ હતો, પતિ ઘરમા બિમાર છે એ ચિતા અવશ્ય સુખદાયિનીના હૃદયને સદા વિષાદપૂર્ણ બનાવી રાખતી હતી, પરંતુ તે કાંઇ એવા ચચળ સ્વભાવની નહોતી કે આ વિષાદભાવનાથી પરાયા ઘરમાં રોવાની દુર્બળતા દર્શાવે. આજે તેના હૃદયને દારૂણ દુખનો પ્રહાર થયો હતો. જે મદ આશા દીપકથી સુખદાયિનીનુ નૈરાસ્યાધકારથી ભરેલુ હૃદય કાઇક પ્રકાશિત થયુ હતુ તે આજે હોલાઇ જવાની અણીપર હતું. દુઃખના ઊંડા મહાસાગરમા સુખદાયિનીએ જે તૃણને પકડી રાખ્યુ હતુ તે પણ આજે હસ્તચ્યુત થવાની તૈયારીમા છે. પરાયા ઘરમા રસોઇ કરવી એ અપમાનકારક અને વિષાદમય હોવા છતા પણ તે સુખદાયિનીનો આ સમયે માત્ર એક જ આધાર હતો. પતિને જીવાડવાને માટે, સાસુને ખવરાવવાને માટે તે નોકરી જ માત્ર સુખદાયિનીને આશ્રયભૂત હતી, પરતુ આજે સજ્જનસિંહની માત્ર એક જ આજ્ઞાથી તે આધારસ્તભ પણ તૂટી ગયો છે સ્વામીનો હુકમ ખીદમતગારે સુખદાયિનીને સભળાવી દીધો છે. તેણે તેને ચોખ્ખું કહી દીધુ છે કે ' આજે સાંજે તમારે રસોઇ બનાવવા આવવુ નહિ. ' જાગીરદાર હોવા છતા પણ સજ્જ-

નસિંહમા સુખદાયિનીના પિતા જેવા મોટા જમીનદારનો ગુસ્સો સહન કરવાની શક્તિ નથી. નોકરે આવી સુખદાયિનીને ખૂબ મીઠું મરચું ભભરાવીને આ વાત સભળાવી છે. સ્વામી જેને માન આપે છે તેને સેવક પણ માન આપે છે. સ્વામીની જેની ઉપર અકૃપા થાય છે તેનો નોકર પણ ઉપહાસ કરે છે. આજે એક કગાલ નોકરે સુખદાયિનીની મશ્કરી કરી છે. તે અભાગી અબળા કેટલુ અપમાન સહન કરે ? સ્થિર, ધીર, ગભીર સુખદાયિની પ્રાણ બચાવવાના માત્ર એક ઉપાયનો નાશ કદાચ ધૈર્યપૂર્વક સહન કરી શકત, પરતુ તે પતિવ્રતા સ્ત્રીથી એક નીચ નોકરની કુત્સિત મશ્કરી સહન થઇ શકી નહિ. એકવર પિતાનો આશ્રય ગ્રહણ કરવાથી જે સુખદાયિની તે તુચ્છ નોકર તો શુ પરતુ તેના સ્વામી સજ્જનસિંહને પણ ધૂળમાં મેળવી દેવાની શક્તિ ધરાવતી હતી, તે ગુપચુપ આ અસહ્ય દુખપર મર્મભેદી અશ્રુ પાડવા લાગી. તે અશ્રુ સારતી સારતી રસોઇ બનાવવાનુ કામ સમાપ્ત કરી ખાલી હાથ અને નિસ્તેજ મુખ લઇ સજ્જનસિંહના ઘરથી વિદાય થઇ—સદાને માટે વિદાય થઇ

---

# પ્રકરણ ૮ મું.

---

## પિતા કે પિશાચ ?

"સુખદાયિની ! અભાગિની સુખદાયિની ! હવે તને શુદ્ધિ આવી ?" આ શબ્દો સુખદાયિનીના કર્ણપુટપર અથડાયા. સુખદાયિનીએ ધીમેથી ઉક્ત પ્રશ્ન કરનારના મુખ તરફ જોઇ પ્રત્યુત્તર આપ્યો: "હા, મને શુદ્ધિ આવી કે હું અત્યત નિર્દય પિતાની પુત્રી છુ !"

પાઠક ! ઉક્ત પ્રશ્ન સુખદાયિનીને કોણે પૂછ્યો હતો તે તમારા જાણુવામાં આવ્યું ? અને સુખદાયિનીએ ઉક્ત ઉત્તર કોને આપ્યો તે તમે સમજ્યા ? ખુદ બાલકરામ ત્રિવેદી આજે સુખદાયિનીના સાસરામાં આવ્યા હતા. તેઓ પુત્રીપર, જમાઇપર દયા દર્શાવવાને માટે આવ્યા નહોતા—હજીસુધી તેના સ્મરણમા હતું કે જેની આગળ અમલદારો મસ્તક અવનત કરે છે, તે આબરૂદાર અને શક્તિશાળી પુરુષનું દરિદ્રી અન્નહીન જમાઇએ અપમાન કર્યું છે બાલકરામ ત્રિ-વેદી કદિ પણુ અપમાન ભૂલતો નહોતો. તો પછી જે જામાતાએ તેનુ અપમાન કર્યું હતુ અને જે પુત્રીએ તે અપમાનની આગને વ ધારીને આસમાનમાં પહોચાડી દીધી હતી તેની ઉપર બાલકરામ શી રીતે દયા કરે ? તે દયાબુદ્ધિથી આવ્યો નહોતો, પરતુ અપમાન કરનારની દુર્ગતિ જોઇ ખુશ થવાને માટે આવ્યો હતો. તેની પુત્રી સુખદાયિની હતાશ હૃદય સહિત ઘર તરફ પાછી ફરતી હતી. વાટ-મા જ પિતા પુત્રીનો ભેટો થઇ ગયો. સમય બપોરનો હતો. ગામના લોકો ભોજન કરીને મધ્યાન્હ કાળની નિદ્રાનો આનદ લૂટી રહ્યા હતા. સડકપર પિતા પુત્રીનો ભેટો થયો. પિતાના મુખમાંથી પહેલી જ વાત ક્રોધ પ્રદર્શક નીકળી, અને પુત્રીએ તેનો જે પ્રત્યુત્તર વાળ્યો તે પણુ ક્રોધશન્ય નહોતો.

વ્યવહાર એ સ સારમા અતિવિચિત્ર વસ્તુ છે. વ્યવહારથી જ માતા એ માતા અને સંતાન એ સ તાન છે. આત્મીય, મિત્ર, સ્વજન એ સર્વ વ્યવહારને લઇને જ છે. વ્યવહાર એ સસારમાં સ્વજન પરજન દર્શા-વનારૂં દર્પણુ છે. મુખને મધુર ભાવમય કરશો તો દર્પણુમાં પણુ તેનુ મધુર ભાવમય પ્રતિબિમ્બ પડશે. દર્પણુમાં ક્રોધ, ઘૃણા, વગેરેથી કલુષિત થયેલુ મુખ ધરશો તો તે તેવું જ ચિત્ર તમારી સામે ધરશે.

સંસારમાં કોઇ કોઇનુ કાંઇ નથી. શત્રુ શત્રુ નથી અને મિત્ર મિત્ર નથી. સ્વજન સ્વજન નથી અને પરજન પરજન નથી. સર્વનો સ્રષ્ટા એક માત્ર વ્યવહાર છે. ઉદાર હૃદયવાન અને પરમ દયાળુ કણ્વ ઋષિ અનાથ, માતૃપરિત્યક્ત દુહિતા શકુંતલાનુ સંતાનવત્ પ્રતિપાલન કરી તેના સાચા પિતા થયા હતા. દક્ષપ્રજાપતિ ઔરસે જ્યારે પોતાની કન્યાના પતિનું અપમાન અને નિંદા કરી હતી, ત્યારે તે કન્યાએ ક્રોધ ધૃણાવ્યંજક કઠોર સ્વરથી યજ્ઞસ્થળમા પિતાને કહ્યુ હતું કે "આપના જેવા કલુષિત હૃદયના પિતાના વીર્યથી જે અપવિત્ર શરીર મને પ્રાપ્ત થયું છે તેને હું હમણાજ નષ્ટ કરી દઉ છુ." આપરથી સિદ્ધ થાય છે કે વ્યવહારથી જ પિતા એ પિતા છે.

આજે જન્મદાતા પિતા હોવા છતાં પણ બાલકરામ ત્રિવેદી વ્યવહારથી સુખદાયિનીનો ઘોર શત્રુ થયો છે. સુખદાયિનીની જિવ્હાએ પૂર્વે કદિ પણ જેવી કઠોર વાત કહી નહોતી તેવી કઠોર વાત આજે તેણે પિતાના વ્યવહારથી ક્રોધિત બની સંભળાવી દીધી. આ વાત કહ્યા પછી સુખદાયિની ત્યા એક પળ પણ થોભી નહિ; ઉતાવળે પગલે તે સીધી પોતાને ઘેર ચાલી આવી. પરંતુ બાલકરામ ત્રિવેદીએ પણ તેનો પીછો છોડયો નહિ. તે પણ તેની પાછળ પાછળ તેના ઘરમાં ધુસવા લાગ્યો.

આથી સુખદાયિનીને પોતાના પિતાની સાથે પુનઃ વાત કરવાનો પ્રસંગ ઉપસ્થિત થયો. આ સમયે સુખદાયિનીએ ક્રોધપૂર્વક કહ્યું. "તમે મારા ઘરમા પ્રવેશ કરશો નહિ; મારા ઘરમાં આવી મને વિધવા બનાવશો નહિ. તમને જોવાથી મારા પતિ બચશે નહિ." સુખદાયિનીની આ વાત પર બાલકરામે કાંઈ પણ લક્ષ આપ્યુ નહિ. જમાતાની દુર્ગતિ સ્વચક્ષુથી જોવાની તેને પ્રબળ ઉત્કંઠા થઇ હતી.

અપમાન કરનારનુ દુઃખ જોઇ સુખી થવાને માટે તે ઘરમાં પ્રવેશ કરવાને દુરાગ્રહ કરવા લાગ્યો. ઉભય કરથી માર્ગ રોકી સુખદાયિની તેને ઘરમાં જતો અટકાવવા લાગી.

બાલકરામ ત્રિવેદી મોટેથી ઘાટા પાડી પાડીને બોલતો હતો, સુખદાયિનીના મુખમાંથી પણ તેના સ્વાભાવિક ધીમા અવાજથી શબ્દો બહાર પડતા નહોતા. આ ઝઘડા જેવો મામલો જોઇ રામમોહન-રાયના ઘરમાથી એક પુરુષ બહાર નીકળી આવ્યો, તેને જોતા જ સુખદાયિનીએ ઘુમટો તાણી લીધો. બાલકરામ ત્રિવેદી તેનાથી અપરિચિત નહોતો. તેણે બાલકરામ ત્રિવેદીને અંદર આવવાની ના કહી એટલુ જ નહિ, પરતુ તેનો હાથ પકડીને તેને બળપૂર્વક ત્યાથી દૂર કર્યો જતી વખત બાલકરામ ત્રિવેદી ક્રોધથી રક્તનેત્ર કરી કહી ગયો " તારા દિવસ ભરાઇ ચૂકયા છે. "

---

## પ્રકરણ ૯ મું.

---

## દુઃખની નિવૃત્તિ.

એક કવિએ કહ્યુ કે " **दुःखस्यान्तरं सुखम् सुखस्यान्तरं दुःखम् । चक्रवत्परिवर्तन्ते दुःखानि च सुखानि च** " ॥ શેઠને ઘેરથી નોકરી ખોઇ નીકળતી વખત સુખદાયિની વિચાર કરતી હતી કેઃ " શુ હવે મૃત્યુ એ જ અમારી ગતિ છે ? " પિતાના આકસ્મિક આગમનથી ભૂખી, તરસી, દુઃખી સુખદાયિનીના મનમાથી તે વિચાર લુપ્ત થયો હતો; પરંતુ પિતા સાથેની વાતચીતથી તેને જે દુઃખ થયું હતુ તે કાંઇ તેથી નાનુ નહોતું. સુખદાયિનીને સ્વપ્નમાં પણ

કલ્પના આવી નહોતી કે આવા દુર્દિનમાં પણ તેના ભાગ્યાકાશમાં સુખનો પૂર્ણ ચંદ્રમા પોતાની અપૂર્વ જ્યોત્સ્ના ફેલાવી રહ્યો હતો. સુખદાયિનીએ ઘરમા પ્રવેશ કર્યો કે તરત જ તેની સાસુએ સામે દોડી આવી તેને આલિંગન કર્યું અને તે આનંદાશ્રુ સારતી કહેવા લાગી "બેટા, તું માનવી છે કે દેવી? તારા જ ગુણથી હુ નિર્વંશ થતી બચી મારો મરેલો પુત્ર સજીવન થયો" વાચકો ધારતા હશે કે આ ગો ચમત્કાર છે! અલબત્ત, કાઇક ચમત્કારિક વાત તો અવશ્ય બની છે. પેલી પરાયા દુ ખથી દુ ખી થતી દયાવતી તારા તમારા સ્મરણમા છે? તારાએ જે દિવસે સુખદાયિનીને સજ્જનસિંહની નોકરીમા નિયુક્ત કરાવી દીધી તે દિવસે તેનો પતિ સાસરે આવ્યો હતો. તારાએ અશ્રુ લાવી આ દુ ખવિગલિત બ્રાહ્મણ પરિવારનુ સંપૂર્ણ દુ ખવૃત્તાત તેને કહી સભળાવ્યુ હતું તેના પતિએ આ વૃત્તાત સાભળી દુ ખી થઇ કહ્યુ "એનુ દુ ખ નિવૃત કરવાનો કાઇ ઉપાય હશે તો જોઇશુ"

ગરમીની રજા પૂરી થયા પછી મુબઇ જઈ રામમોહનરાયે સુખદાયિનીના કહ્યા પ્રમાણે જે રેશમી સાડી ઘેર મોકલી હતી તે તો પાઠકના સ્મરણમા હશે જ. સુખદાયિનીએ મહા પરિશ્રમ લઈ તે પર વેલબુટ્ટા કાઢી મનોહર કળા પ્રદર્શિત કરી હતી આ સાડી પતિના હાથમા સોંપી તારાએ કહ્યુ હતું કે "કાલે પ્રાતકાળમા જ મુંબઇ જઇ આ સાડી વેચજો એની જે કિમ્મત ઉપજશે તેથી જ એમનુ દુ ખ દૂર થશે, સૌથી પ્રથમ એના રૂપિઆમાથી રામમોહનરાયને માટે એક સારો ડૉક્ટર લઈ આવજો"

તારાનો પતિ આજે ડૉક્ટરને લઇને પાછો આવ્યો છે, તેણે રામમોહનરાયની માતાના હાથમાં નગદ પાંચસેં રૂપિઆ મૂકી દીધા.

ડૉક્ટર, રામમોહનરાયની ચિકિત્સા કરવા લાગ્યો રામમોહનરાય મૃત્યુ પામ્યો નહોતો, માત્ર બેશુદ્ધ થઇ ગયો હતો ડૉક્ટરે શીઘ્ર તેને શુદ્ધિમા આણ્યો ડૉક્ટરે કહ્યુ "આ બેહોશીના ધક્કાથી રોગીને ઘણો ફાયદો થયો છે. રામમોહનરાય હવે જલદી સાજા થશે" આજે સુખનો પ્રવાહ દુખનો ડુગર ભેદીને આગળ વધ્યો છે. રામમોહનરાયના ઘરમાં શોકતિમિરનો અત આવી આનદનો પ્રકાશ ફેલાયો છે. રાત્રે પ્રફુલ્લ પકજમુખી સુખદાયિની પતિના પગ દાબતી દાબતી કહેવા લાગી "ડૉક્ટરે કહ્યુ છે કે એમને સાજા કર્યા વિના ઘેર જઇશ નહિ" આ શબ્દો સાભળી રામમોહનરાયને પરમ આનદ થયો અને તેનુ ઘણુ દુખ નિવૃત્ત થઈ ગયુ

* * * *

સમય બદલાયો છે ઉજ્જડ સ્થાનમા ફૂલપૂર્ણ મનોહર બાગ જામી ગયો છે. ઘનઘોર ઘટામયી કાળી નિશામા પૂર્ણ ચદ્રની સુખકર ચાંદની ઝળકી રહી છે. વનમા વૈદેહી વિરહની વ્યાકુળતાથી ગ્રસ્ત થયેલા શ્રી રામચદ્ર અયોધ્યા નગરીના સુસપન્ન સિહાસનપર પત્ની સહિત વિરાજમાન થયા છે રામમોહનરાય અને સુખદાયિનીની દુ.ખરજની દૂર થઈ ગઇ છે

રામમોહનરાયનુ શુષ્ક શરીર હવે હષ્ટપુષ્ટ બલિષ્ટ થઇ ગયુ છે. સુખદાયિનીની તે ઉત્તમ વસ્ત્રાલંકાર રહિત અપૂર્ણ શોભા હવે કિમતી જવાહિરોથી પૂર્ણતાની પરાકાષ્ઠા બતાવી રહી છે રામમોહનરાયની તે અન્નહીન માતા હવે આખો દિવસ અન્નપાત્ર લઇ ગરીબ લોકોને અન્ન વહેચતી અન્નપૂર્ણાની પ્રભાવવાળી મૂર્તિ બની રહી છે. ગામના અપ્રસિદ્ધ ખુણાને છોડી રામમોહનરાય હવે નગરના સુપ્રસિદ્ધ ભાગમાં રહેવા આવ્યો છે. રામમોહનરાય હવે અમદાવાદનો મુખ્ય વકીલ છે.

વાચક ! શુ જોશો ? ટોપી, પાઘડી, કોટ, પાટલુન, ધોતીઉ, બૂટ, સ્ટોકિંગવાળા અસીલોની વચ્ચે સર્વનું કેન્દ્રસ્થળ રામમોહનરાય બની રહ્યો છે, તેને જુઓ. આલીશાન મકાનના ત્રીજા મજલાપર પુષ્પવૃક્ષના કુડા તથા ચિત્રોથી ખીચોખીચ ભરેલા કુશાદે દિવાનખાનામા મખમલના બિછાનાપર સખી સાહેલીઓની વચ્ચે રાજરાણી પેઠે શોભતી સુખદાયિનીને જુઓ. બ્રિટિશ ન્યાયાલયમા અંગ્રેજ ન્યાયાધીશની સન્મુખ રામમોહનરાયની બેધડક શુદ્ધ અંગ્રેજી વક્તૃતા સાભળો અથવા સર્વ પરિવર્તિત થઇ ગયા છતા પણ પૂર્વની મૃદુતા ધારણ કરી રહેનાર સુખદાયિનીનાં કર્ણતૃપ્તિકર વચનો સાભળો હવે જરા અગાઉનુ વૃત્તાત સાભળી લો. ઉક્ત વિષમ પ્રાણઘાતક પીડાથી મુક્ત થતા રામમોહનરાયને પ્રાય બે મહિના લાગ્યા. આ ગેરહાજરીના સબબથી બી એ. ની પરીક્ષામા બેસવુ રામમોહનરાયને માટે મુશ્કેલ થઇ પડયુ થોડાક સમયમા રામમોહનરાયે પોતાની ટર્મ પૂરી કરી દીધી, પરતુ વિશ્વવિદ્યાલયના કાનુન પ્રમાણે પરીક્ષામા બેસતા તેમને અવરોધ નડયો અને તેમના જેવા વિદ્યાર્થીને રોકી રાખવો એ ઘોર અન્યાય છે એમ માની કૉલેજના પ્રિન્સીપાલે ભલામણ કરી. રામમોહનરાય પરીક્ષામા પહેલે નબરે ઉત્તીર્ણ થયો. લૉ લેકચર તે પ્રથમથી જ સાભળતો આવ્યો હતો, તેથી તેણે વધુ વખત કૉલેજમા નહિ ગાળતા પત્નીની મહેનતથી ભણવાનો ખર્ચ કાઢવો અનુચિત ગણી એક ગામની સ્કૂલમા હેડ માસ્ટર તરીકે રૂ. ૬૦ ની નોકરી સ્વીકારી લીધી બીજે જ વર્ષે રામમોહનરાયે એમ. એ તથા એલ. એલ બી ની પરીક્ષા આપી અને તેમા તે પહેલે નબરે ઉત્તીર્ણ થયો.

---

# પ્રકરણ ૧૦ મું.

---

## સુખનો સંપૂર્ણ સૂર્યોદય.

રામમોહનરાયે અમદાવાદની અદાલતમા વકીલાત કરવા માંડી. અનેક વકીલો બહારનો ભપકો ઉત્તમ રાખે છે, પરંતુ તેમના ઘરમા તો ઠનઠન ગોપાળ હોય છે પણ રામમોહનરાયનો સિતારો તો પહેલા દિવસથી જ ચમકવા લાગ્યો ફોજદારી મુકર્દમામા આરોપીનો પક્ષ ગ્રહણ કરવો એને જ રામમોહનરાયે પોતાનો ધર્મ માની લીધો આરોપી કંગાલ હોય તોપણ તે તેના પક્ષમા ઉભો રહેતો અને તે પરમ ઉત્સાહથી કામ કરી ઘણે અંશે તેને છોડાવતો ત્યારે જ જંપતો વિશેષ સખ્તીના શિક્ષા પામેલા આરોપીઓને નિર્દોષ કરી છોડાવવામાટે તેની ખ્યાતિ ઘણી થઇ તે પોતાની જાતને ભૂલી જઇ પોતાના અસીલોને છોડાવવા માટે ઉદ્યોગ કરવામા સર્વથા લીન થઇ જતો હતો તેની વક્તૃતા સંક્ષિપ્ત હતી તોપણ જાણે તેમાં જાદુ સમાયેલો હતો ન્યાયાધીશો જાણે તેને વશ થઇ જતા હતા રામમોહનરાયે પ્રથમ કેસ મુફત હાથમા લીધો હતો, તેમા તેને સંપૂર્ણ સફળતા પ્રાપ્ત થઇ બીજા કેસમા તેને થોડા પૈસા મળ્યા, ત્રીજા કેસમા બીજા થોડા પૈસા મળ્યા, અને હાલમા તે વકીલોનો મુકુટમણિ બની ગયો છે અને પુષ્કળ પૈસા કમાય છે, તોપણ તે અનેક ગરીબ માણસોની વકીલાત મુફત કરે છે.

પોતાનો ધંધો થોડો ઘણો ચાલવા લાગ્યો એટલે રામમોહનરાયે રીચીરોડ પર એક મકાન ભાડે લઇ પોતાની માતા તથા પત્નીને તેડાવી લીધાં. ગામ તો અલબત્ત છૂટયું, કિંતુ ગામની સાથે રામ-

મોહનરાયનો સબંધ પહેલા કરતા ઘણો વધી પડયો. રામમોહનરાયના દુખના દિવસોમા ગામના જે નાકો તેમના પ્રત્યે સજ્જનતા દર્શાવવાનુ પણ ભૂલી ગયા હતા તેઓ હમણા તેના સૌથી મોટા શુભેચ્છક બની ગયા ! અનેક માણસોને કાંકરીઆ તળાવ વગેરે સ્થળો જોવાની લાલસા અત્યત થતી હતી ! એક દિવસને માટે આવી તેમને અઠવાડીઆના અઠવાડીઆ સુધી 'પાટનગર' છોડવાની ઇચ્છા થતી નહોતી રામમોહનરાયને ઘેર કેટલાક દિવસ અમસ્થા વ્યતીત થઇ ગયા પછી જ્યારે તેમને સ્મરણ થતુ કે તેઓ એક દિવસનો વાયદો કરીને નીકળ્યા હતા ત્યારે તેઓ પોતાનો ઘેર જવાનો ઇરાદો પ્રકટ કરવો આવશ્યક માનતા હતા. ગામના કેટલાક માણસો રામમોહનરાયના કાકા બનીને, કેટલાક ભત્રીજા બનીને અને કેટલાક ભાઇ બનીને ઉચિત સબોધન સહિત કહેતા હતા કે "આપના ઘરને અમે અમારૂ પોતાનુ જ ઘર માનીએ છીએ" રામમોહનરાય પણ પરમ વિનય સહિત કહેતા હતા કે "હા, એને આપનુ જ ઘર માનશો " આ પ્રકારે ક્રમશ રામમોહનરાયના ઘરને પોતાનુ ઘર માનતા લોકોની સખ્યા વૃદ્ધિગત થવા લાગી. કોઇ નોકરીની આશાથી, કોઈ કાઈ રોજગાર કરવાની આશાથી, અને ઘણા સ્કૂલ, કૉલેજમા અભ્યાસ કરવાની આશાથી રામમોહનરાયના ઘરમા આવીને રહેવા લાગ્યા. રામમોહનરાયનુ ઘર તેના ગામના લોકોને માટે ધર્મશાળાવત્ બની ગયુ રામમોહનરાય કોઇને પોતાને ત્યા નોકરી આપી, કોઇને ભલામણથી કોઇ નોકરીએ લગાડી, કોઇને દુકાન ખોલવામા કેટલાક રૂપિઆની સાહાય્ય કરી તથા વિદ્યાર્થીઓને ભણવાનો ખર્ચ આપી સર્વનો યથાશક્તિ નિર્વાહ કરવા લાગ્યો.

દ્રવ્ય વિના પ્રથમ કષ્ટ ભોગવનાર ઘણા માણસો પાછળથી

રૂપિઆ હસ્તગત થતા એવો વિચાર કરવા મડી જાય છે કે હવે તો એટલા રૂપિઆ સચિત કરીશુ કે પુન. કદિ પણ તગી ભોગવવી પડે નહિ. આ રીતે તેમનો રૂપિઆપરનો મોહ અત્યત વધી પડે છે. રૂપિઆની સાર્થકતા તેમના સત્કર્મોમા વ્યય કરવાથી થાય છે, પરતુ તેઓ તેમ કરતા નથી, એટલું જ નહિ, પરંતુ ભોજન ખર્ચમા પણ કાપકુપ કરી પૈસા બચાવી રાખે છે. તેઓ રૂપિઆને માત પિતાનાં અસ્થિ સમજી પેટીમા પૂરી મૂકી તેનો માત્ર પ્રકાશ જોઇને રાજી થાય છે ઘોર દુખ સહન કર્યા પછી રામમોહનરાયના હાથમા જ્યારે રૂપિઆ આવવા લાગ્યા ત્યારે તે વિચાર કરવા લાગ્યો "અહો ! આ રૂપિઆ વિના હુ કેટલા દુખ ભોગવી ચૂક્યો છુ ! માટે હવે મારે મારા જેવા દુખીઓના દુખ નિવૃત્ત કરી રૂપિઆની સાર્થકતા કરવી જોઇએ પુન કદિ તગીનો સમય આવશે તો દુ:ખીઓના દુખ નિવૃત્ત કરવાનુ સુખ હસ્તગત થશે નહિ." રામમોહનરાય માત્ર પોતાના ગામના લોકોનુ પાલન કરીને જ પ્રસન્ન થતો નહોતો પરતુ તે દુખી માત્રને યથાશક્તિ સદા ધન અને અન્નનુ દાન કરીને પોતાની કમાણીને સાથક કરતો હતો.

ઘરના સર્વ માણસો એક મતના હોય તો ગૃહસ્થાશ્રમમા સર્વ સુખની પ્રાપ્તિ થાય છે પાઠક ! રામમોહનરાયની દાનલીલામા તેની માતા તથા પત્ની કેવી સહાયક હતી તે એક ચિત્ર જોવાથી સ્પષ્ટ થઇ જશે દિવસના બે વાગ્યા છે રામમોહનરાય ક્યારનો ભોજન કરીને કચેરીમા ગયો છે, કિતુ તેના ઘરમા હજી ચૂલો બળે છે શ્રીમતી સુખદાયિની હજીસુધી દાળની તપેલીમા કડછી ફેરવી ખટખટ અવાજ કરી રહી છે અને તેની સાસુ આગણામા પોતાના હાથથી કંગાળોને અનાજ આપી રહી છે વૃદ્ધાનુ માળા ફેરવવુ

બધ થઇ ગયુ છે અને વહુનુ ભાગવત સભળાવવું બધ પડી ગયુ છે. હવે આ જ તેની માળા છે, હવે આ જ તેનુ ભાગવત છે.

રામમોહનરાય અનેક વાર કહી ચૂક્યો છે કે " જ્યારે રસોઇઓ રાધવાને માટે તૈયાર છે ત્યારે તમે આ તકલીફ શામાટે ઉઠાવો છો ? " અને સુખદાયિની હસીને આનો ઉત્તર અનેકવાર આપી ચૂકી છે કે " ઠીક, ત્યારે મને એક કેસ અપાવો, હુ ન્યાયમદિરમા જઈ ભાષણ કરીશ " ઉક્ત સર્વ ખર્ચ નિભાવી પોતાના ગામમા પોતાને માટે ઉત્તમ મકાન અને બાગ બનાવી તથા સર્વને માટે ઉત્તમ સડક, કેટલાક કૂવા, એક મોટુ તળાવ, દવાખાનુ, સ્કૂલ આદિની સ્થાપના કરી રામમોહનરાય જ્યારે અમદાવાદમા પોતાનું મકાન બધાવવાને શક્તિમાન્ થયો ત્યારે સુખદાયિનીને માથે એક એવુ કામ આવી પડયુ કે જેથી તેને રસોઇને તિલાજલિ આપવી પડી આ કામ શુ હતુ ? એ કામ હતુ શિશુપાલન ! પાઠક, રામમોહનરાયની બિમારીને પાચ વર્ષ વ્યતીત થઇ ગયા પછી તેની સુસપન્નાવસ્થામા તેને એક સુમનોહર પુત્રરત્નની પ્રાપ્તિ થઇ છે

---

# પ્રકરણ ૧૧ મું.

---

## ઝેરી સાપ.

બાલકરામ ત્રિવેદીનો ક્રોધ મહા ભયંકર છે તેના ક્રોધથી હરકોઇ વસ્તુ જોત જોતામા ભસ્મીભૂત થઇ જાય છે, તેના ક્રોધથી પાકી ઇમારત એક રાતમા માટીમા મળી જાય છે, તેના ક્રોધથી સેકડો માનવીઓના મસ્તક ધડથી જૂદા થાય છે, સમસ્ત ખેડા જીલ્લામા એવો

કોઇ પણ સાહસિક માણસ વસતો નથી કે જે આ બ્રહ્મકોપાનલરૂપી જ્વાળામુખીમા સ્વાહા થવાનુ કામ જાણી બુઝીને કરે.

સર્પની પૂછડી જાણી જોઇને નહિ દાબવા છતા પણ જ્યારે હજારો માણસોને યમના પરોણા બનવાની ફરજ પડે છે ત્યારે જાણી જોઇને તેની પૂછડી દાબવા કોણ જશે ? અને જેઓ તેમ કરે છે તે દુર્ભાગી મનુષ્યોને વિકરાળ કાળના પજામા ફસાવુ પડે છે. તારાના પતિપર બાલકરામ ત્રિવેદીનો કોપાગ્નિ શામાટે પ્રજ્વલિત થયો હતો તે તો વાચકો જાણતા જ હશે મહાભયકર રોગથી રામમોહનરાય ગ્રસ્ત હતો તેનો જીવનદીપ બુઝાવાની તૈયારીમા હતો. ઘરમા ડૉકટર પ્રબળ વાવાઝોડાથી તે દીપકની રક્ષા કરવાને માટે યથાશક્તિ યુદ્ધ કરી રહ્યો હતો. તે સમયે બાળકરામ ત્રિવેદી રોગીના ઘરમા ઘુસવાનો પ્રયત્ન કરી પ્રાણુનાશક વાવાઝોડાનો વેગ વધારવાને ઉદ્યત થયો સુખદાયિની એકલી પોતાના પિતાને અટકાવવાને સમર્થ નહોતી, તેથી તારાના પતિએ દોડી આવી બાલકરામને ત્યાથી હાકી કાઢ્યો હતો.

અપમાનિત બાલકરામે જતી વખત જે ધમકી આપી હતી તે પ્રત્યે બાહ્યત બેદરકારી બતાવ્યા છતા પણ તારાના પતિના રૂવા ખડા થઈ ગયા સમગ્ર શરીર કપાયમાન થયુ પરંતુ તેની તેવી સ્થિતિ માત્ર ક્ષણપર્યંત રહી ત્યારપછી રોગીની પરિચર્યામા નિમગ્ન થવાથી તેના મનમાથી તે ખ્યાલ દૂર થઈ ગયો ક્રમશ તે સરળચિત્ત બ્રાહ્મણ કુમાર તે ઘટના કેવળ વિસરી ગયો તે તો આ ઘટના ભૂલી ગયો, પરતુ શિકાર હાથમાથી જવાથી ક્રોધાયમાન થયેલા વ્યાઘ્રની પેઠે બાલકરામ ત્રિવેદી તેનાપર વૈર લેવાની સધિ જોઇ રહ્યો

તારાનો પતિ રકનો પુત્ર નહોતો. તે જમીનદારનો પુત્ર હતો.

જોકે તેના આમદાની થોડી હતી તોપણ તેના અપાર સદ્ગુણોથી તેના ખેડુતો પરમ સતુષ્ટ રહેતા હતા. ખેડુતો તરફથી જે ગણોત આવતુ હતું તેમાથી તારા અને તેના પતિ શિવશકરના ખર્ચ ઉ-પરાત જે વધતું હતું તેનો વ્યય લોકહિતાર્થે જ કરવામા આવતો હતો. તારા અને શિવશકરનો ખર્ચ પણ કેટલો હતો ? શિવશ-કર સસ્કૃત ભાષાનો સુપડિત હતો, એક સન્યાસીનો શિષ્ય હતો સંસારમા રહ્યા છતા પણ પ્રાય ત્યાગીના જેવુ આચરણ રાખતો હતો. તારા પણ તેને તેવી જ પત્ની–સાચી સહધર્મિણી પ્રાપ્ત થઇ હતી. તો પછી આવા દપતીનો ખર્ચ તે કેટલોક હોય ? ગણોતના પ્રાય સર્વ રૂપિઆથી રક લોકોનુ પોષણ કરવામા આવતુ હતુ, રોગી-ઓને દવા આપવામા આવતી હતી, વસ્ત્રહીનોને વસ્ત્રો આપવામા આવતા હતા આવા જમીનદારપર પ્રજાનો જેવો અનુરાગ થવો ઉચિત છે, તેવો જ અનુરાગ શિવશકરપર થયો હતો તેના આ-શ્રિતો તેને પિતૃતુલ્ય ગણતા હતા. સક્ષેપમા, શિવશકરનુ ઘર ધર્મ શાળા સમાન હતુ

દશ દુર્બળ માણસોની આગળ એક સબળ પુરુષ નિર્બળ બની જાય છે. બાલકરામ ત્રિવેદી પ્રબળ શક્તિશાળી, કોટ્યાધિપતિ જ-મીનદાર હતો, તોપણ તેને માટે દુર્બળ અને પ્રાય ધનહીન પરતુ લોકપ્રિય શિવશકરને શિક્ષા કરવી એ કાઇ સ્હેલુ કામ નહોતુ. આ પુણ્યવાન્ અને પરોપકારી બ્રાહ્મણને વિપત્તિમા નાખી તેનાપર વૈર કેવી રીતે લેવુ એ વિષે વિચાર કરવામા બાલકરામ ત્રિવેદીની પ્રાય સર્વ બુદ્ધિ વ્યર્થ થવા લાગી

જ્યારે બાલકરામ ત્રિવેદી ખેડુતોને બહેકાવી શિવશકરનો સર્વનાશ કરી શક્યો નહિ, ત્યારે તેણે તેનાપર તથા તેના ખેડુતોપર

સેકડો ખોટા કેસ ઊભા કર્યા. કેવળ શાંતિ સુખ ભોગવવુ એ જ જેના જીવનનો એક માત્ર ઉદ્દેશ છે તેને માટે મુકર્દમાઓનો ઝઘડો સર્વથા અસહ્ય થઇ પડે છે. મુકર્દમાઓ પક્ષકારોના જીવનનુ સુખ નષ્ટ કરી દે છે, તેથી તે **શિવશકર** જેવા વિરાગીથી શી રીતે સહન થઈ શકે? ઉપરોક્ત કારણથી **શિવશકરનુ** ઉમગી મુખ પીળુ પડી ગયુ. તેના મુખપરનુ સ્મિત સર્વથા અદ્રશ્ય થઇ ગયુ. **તારાએ** પ્રથમ તેને હસાવવાની ચેષ્ટા કરી, પછી તે તેને સમજાવવા લાગી, પરતુ તેના સર્વ પ્રયત્નો નિષ્ફળ થયા એકાતમા તે પ્રભુસ્મરણ કરી કહેવા લાગી "હે પ્રભો ! આ શુ થયુ?"

આ સમયે એક દિવસ **તારાનો** પત્ર અમદાવાદમા **સુખદાયિનીને** ત્યા આવ્યો **સુખદાયિની** ઉક્ત પત્ર વાચી ચિતાગ્રસ્ત થઇ. **તારાનુ** દુખ શી રીતે નિવૃત્ત કરવુ એ ચિતાથી તે વ્યથિત થઇ. પછી તે પોતાના મનમા કહેવા લાગી "મામલો ગભીર છે, એમા મત્રીજીની સલાહ લેવાની પરમ આવશ્યકતા છે ચાલ બાબુ ! બહાર જઇને કચેરી જમાવીએ."

બાબુ તે સમયે ગોદમા એક વાઘને રાખી તેનુ મસ્તક ચૂમી રહ્યો હતો. અચાનક માતાના તે વ્હાલભર્યા શબ્દ સાભળી, પ્રેમભગ્નિ મધુર આખો જોઇને આનદના ઉભરાથી ખડખડાટ હસી પડ્યો બન્ને હાથ ઉચા થયા, વાઘ હાથ મ્હો ઉભયથી છૂટતા મગે મરમરની ફરસ બધીપર પડી છિન્ન વિચ્છિન્ન થઇ ગયો ત્યારપછી બાબુ માતાની કેડપર બેસી તેના ચુબનોનો આસ્વાદ લેતો "હિગ, હુગ, હગ, ધા" કરતો બહારના ભાગ તરફ ચાલ્યો

બહારની બેઠકની પાસે એક સુસજ્જિત ઓરડો છે. તે ઓરડામા નીચે ફરસબધી છે અને તેના ઉપર ટેબલ ખુરશી આદિ

અંગ્રેજી ઢબની સજાવટ છે સામે જ એક વિશાળ ઓટલો છે અને તેની આગળ ઉત્તમોત્તમ પુષ્પવૃક્ષો અને લતાઓથી ભરેલો એક નાનો સરખો બાગ છે. રામમોહનરાયને જે દિવસે કચેરીથી પાછા ફર્યા પછી પણ ભારે વિચારનુ કામ રહે છે તે દિવસે તે સુખદાયિનીનો પ્રિય સસર્ગ ત્યાગ કરીને આ જ ઓરડામા આવીને બેસે છે. આજે એવી જ અવસ્થામા એક આરામ ખુરશીપર પડ્યો પડ્યો હાથ અને વક્ષસ્થળની સાહાય્યથી કાગળોનો એક મોટો ઢગલો લઇ તે તેના કાળા અક્ષરોમા ડૂબી રહ્યો છે સુખદાયિની અને બાબુનો ગૃહપ્રવેશ તેને જરા પણ જ્ઞાત થયો નહિ સુખદાયિનીએ અલ્પ સમય પર્યંત ત્યા ઊભા રહી કહ્યુ "ચાલો બાબુ ! આપણે અહીઆથી ચાલ્યા જઇએ "

રામમોહનરાય આ સુમધુર અવાજ સાભળી મુખ ફેરવી સ્મિત કરી અપૂર્વ આદરસત્કાર સહિત બોલ્યો "નહિ, નહિ, ચાલ્યા શામાટે જાઓ ? આવો, આવો, મહેરબાની કરી પધારો, ગરીબની ઝુપડીમા આવ્યા છો તો કૃપા કરીને અહીઆ વિરાજમાન થાઓ "

સુખદાયિની બોલી "કેમ બાબુ ! તને ગરીબની ઝુપડી પસદ છે ? પોથા થોથાવાળા ગરીબની સગત તો તને ગમતી નહિ હશે "

રામમોહનરાયે "લો, આ પોથા, લો, આ થોથા," એમ કહી સર્વ કાગળ વક્ષસ્થળપરથી નીચે હડસેલી દીધા કાગળ જમીનપર પડ્યા ત્યારપછી રામમોહનરાય ખુરશીપરથી ઉઠવા લાગ્યો, પરતુ જેટલી શીઘ્રતાથી તેણે કાગળ હડસેલી દીધા હતા તેટલી શીઘ્રતાથી તે, તે કટગી વિલાયતની ખુરશીપરથી ઉઠી શક્યો નહિ, એટલામા બાબુની નેક નજર ફરસબધી પર પડેલી પિતાની સોનેરી

પેન્સિલપર પડી. તે માતાની ગોદમાથી ઉતરી ઘુટણના બળથી તે પર હલ્લો કરવાને દોડયો. સુખદાયિની સર્વ વાત ભૂલી એકાગ્ર મનથી તે જ લીલા જોઇ રહી હતી. રામમોહનરાય ઉત્તમ સધિ હાથ લાગી છે એમ માની ખુરશી પરથી ઉઠયો અને આસ્તેથી શાહીમાં કલમ બોળી તેવતી સુખદાયિનીના લલાટ પર એક મોટો લીટો ખેચી દીધો. આ ઠઠ્ઠાબાજીનુ ભાન થતા જ સુખદાયિની “વ્હાલા ' હુ તમને કેટલા ચાહુ છુ ?” એમ કહી તત્કાળ રામમોહનરાયને ગળે વળગી પડી, અને તેણે પોતાનુ લલાટ તેના ગાલપર એવી ચાલાકીથી રગડયુ કે સઘળી શાહી તે પર લાગી ગઇ '

આ રોનક ઝગડાને-બાબુએ વૃદ્ધિગત થવા દીધો નહિ તેણે એક અનેરૂ હાસ્ય કરી બન્ને લડાયકોની ગોદપર વારવાર સવાર થઇ બન્નેની તરફથી પ્રચડ ચુબન બાણોને પોતાના હોઠપર ધારણ કર્યા. આથી બન્ને લડાયકો શાત બની પૃથક્ પૃથક્ ખુરશીપર બેસી ગયા

પછી રામમાહનરાયે પ્રશ્ન કર્યો “ વાત શુ છે તે તો કહો '” સુખદાયિની બોલી ‘ તારા સકટમા પડી છે—આ જુઓ. ” પત્ર વાચી રામમોહનરાય બોલ્યો ” માત્ર આ જ છે ને ? એમા ડર શો છે ? કાલે જ એઓ આપણે ઘેર આવશે કેમ તારાને આપણા ઘરમા આવેલી જોઇને તને આનદ થશે ને ?” સુખદાયિનીએ કહ્યુ “ એમને માટે કોણ નારાજ હોય ?”

કોઇએ બહારથી “ રામમોહનરાય ' રામમોહનરાય ' ” એવો પોકાર કરીને આ મધુર ગોરસમા ગોમુત્ર નાખી દીધુ રામમોહનરાય બોલ્યો “ હુ હમણા જ આવુ છુ ” સુખદાયિનીની વિશાળ આખો કાઇક નારાજીથી વિશેષ વિશાળ થઇ આવો મામલો જોઇ રામમોહનરાય કાંઇક આનાકાની સહિત બહાર ચાલ્યો ગયો

# પ્રકરણ ૧૨ મું.

---

## પાપનું ફળ.

સર્વકાળ એકસરખો જતો નથી. કાળ બાળકને વૃદ્ધ કરી દે છે, બળવાનનો પ્રતાપ ધુળમા મેળવી દે છે, રાજેન્દ્ર સમ્રાટ્‌ને રસ્તાનો ભિખારી બનાવી દે છે; " **दिल्लीश्वरो वा जगदीश्वरो वा** " એ ઉપાધિથી યુક્ત અમર કીર્તિમાન્‌, અનત બળશાળી, અપાર ધન સપત્તિશાળી અનત પ્રતાપશાળી પાદશાહ અકબરના વશજને દફ્તરી બની ઉદરનિર્વાહ કરવો પડશે એમ કોણે ધાર્યું હતુ ? પરતુ કાળે તેમ કર્યું છે, અને તેજ કાળે આજે અહકારની તેજોમયી મૂર્તિ બાલકરામ ત્રિવેદીને અવનતિના કૂપમા પટક્યો છે વાઘ-બકરીને એક ઓવારે પાણી પીવાડનાર, અતિવિશાળ જમીનદારીનો માલિક, અખુટ રત્નરાશિનો અધિકારી પ્રતાપી બ્રાહ્મણ બાલકરામ ત્રિવેદી આજ કારાગૃહમા કેદ છે મણિહીન સર્પરાજની પેઠે સર્વશક્તિથી ભ્રષ્ટ થઇ તે હાથ કડી પહેરી ખેડાની ફોજદારી કોર્ટના કેદીના પિજરામા આખો દિવસ ઊભો રહે છે અને રાત્રે કારાગૃહમા માટીના પલગપર માટીના તકીઆપર મસ્તક ટેકવી અસખ્ય ચાચડ, માકડથી ભરેલી ચાદર ઓઢી પડી રહે છે ! તેનાપર આજે ભયકર મુકર્દમો મડાયો છે, ખુદ બ્રિટિશ શહેનશાહની ફરિયાદથી તેની આ દશા થઈ છે

લૂટફાટ, ધાડ, ગૃહદાહ, નરહત્યા ઈત્યાદિ ભયાનક ભયાનક આરોપો તેની ઉપર મૂકવામા આવ્યા છે. બાલકરામ ત્રિવેદીની સાથે સત્તર માણસોને પકડવામા આવ્યા છે અને તે સર્વની ઉપર આ સઘળા આરોપો મૂકવામા આવ્યા છે આ સર્વ માણસો બાલ-

કરામના નોકર, ચાકર અને કર્મચારી છે. શિવશંકરને સતાવવાની ચેષ્ટા એ જ આ મુકર્દમાનુ–બાલકરામ ત્રિવેદીની આ શોચનીય વિપત્તિનું કારણુ છે

જ્યારે સુખદાયિની અને રામમોહનરાયને શિવશંકર તથા તારાના સંકટની માહિતી મળી ત્યારે તત્કાળ તેમણે તેમને અમદાવાદમા લાવવાનો બંદોબસ્ત કર્યો બીજે જ દિવસે શિવશંકર અને તારા રામમોહનરાયને ઘેર આવ્યા. તે જ દિવસે રાત્રિના સમયે રામમોહનરાયે સુખદાયિનીના હાથમા એક મોટો કાગળ આપી કહ્યુ "લો આ તમારી નણુદ અને નણુદોઇના ઘરનો દસ્તાવેજ."

સુખદાયિનીએ પૂછ્યુ "એમને માટે કયા મકાન લીધુ છે?" રામમોહનરાયે પ્રત્યુત્તર આપ્યો: "આપણા ગામના સજ્જનસિંહને રૂપિઆની ઘણી આવશ્યકતા હતી. તેઓ પોતાનુ આ શહેરમાનુ મકાન વેચવાને આવ્યા હતા. મને તત્કાળ શિવશંકર અને તારાનો ખ્યાલ આવ્યો. તેમને માટે મે તે મકાન ખરીદી લીધુ. રૂપિઆ કાંઇક વિશેષ થયા–પંદર હજાર આપવા પડ્યા, પરંતુ બિચારા સજ્જનસિંહને એટલા રૂપિઆની જરૂર હતી, અને મકાન પણુ ખરાબ નથી તેનો બગીચો બનાવવામા જ કોણુ જાણે કેટલો ખર્ચ થયો હશે" આ સમયે ઉભયના મુખપર સ્મિત ફરકી રહ્યુ.

સુખદાયિની અને રામમોહનરાયના સંસર્ગથી સુખી, પરંતુ જમીનદારીના ઝગડાથી દુઃખી એવા શિવશંકરની જમીન એક અઠવાડીઆમાં વેચી દેવામાં આવી જેણે તેની જમીન ખરીદી તે એક મહાપરાક્રમી માણસ હતો. સરકાર દરબારનો તેને સારો અનુભવ હતો મુકર્દમા લડવામાં તે ખપો હતો. તેની જાળમા ફસાવાથી જ બાલકરામ ત્રિવેદીની આજે આવી દશા થઇ છે.

બાલકરામ ત્રિવેદીએ રૂપિઆ ખર્ચવામાં કાંઇ કસર રહેવા દીધી નહિ. પોલીસના ખીસ્સા ખૂબ તર થયા, પરંતુ આ સમયે કેવળ પોલીસની પ્રજાથી જ પિંડ છૂટયો નહિ. સરકારે માજીસ્ટ્રેટપર તાકીદ કરી તેથી તેણે પોતે પલટણ સાથે જઇ ખેડામા બાલકરામ ત્રિવેદીને ગીરફતાર કર્યો.

આ મુકર્દમામા બાલકરામનો અસીમ ધનભંડાર ખાલી થઇ વકીલ બારિસ્ટરોના ગજવા ભરાવા લાગ્યા મુંબઇની હાઇકોર્ટની રોનક ફીક્કી પડી ગઈ ત્યાથી સર્વ ઝબ્બાઓ ખેડાની નાની અદાલતમા આવી ગધેડા પર અંબાડી ચઢાવવા લાગ્યા પરંતુ બાલકરામની સર્વ ચેષ્ટા, સર્વ ખર્ચ નિષ્ફળ થવા લાગ્યો "ઝાઝી સુયાણીએ વેતર વંઠે" એવો પ્રકાર થવા લાગ્યો સર્વને પ્રતીત થવા લાગ્યુ કે "બાલકરામ ત્રિવેદીનું ભાગ્ય સર્વથા ફૂટી ગયુ છે, હવે તેને બચાવવાનો કોઇ પણ ઉપાય નથી"

શક્તિમાન્ પુરુષ ગમે તેટલો અત્યાચારી હોય, તોપણ તેની શક્તિભ્રષ્ટતા સર્વના હૃદયમા શોક ઉત્પન્ન કરે છે, અને બાલકરામ ત્રિવેદીની અધોગતિના સબંધમા પણ તેમ જ બન્યુ. તેના દ્વારા જે માણસો પીડિત થયા હતા તેઓ પણ આજે તેની શોચનીય દશાની વાત સાભળી પોકારી ઉઠે છે "અરે ! ત્રિવેદીજીના ઉપર આવી વિપત્તિ આવી પડી !" ત્રિવેદીજીની અધોગતિ જોવાને માટે અદાલતના ભારે ભીડ થાય છે.



# પ્રકરણ ૧૩ મું.

---

## હરિદ્વારની યાત્રા.

જ્યારે બાલકરામ ત્રિવેદીની ઉપર આ વિપત્તિ આવી પડી હતી તે સમયે તેની પુત્રી અને જામાતા એ ઉભય અમદાવાદમા નહોતા વૃદ્ધ માતાને તીર્થયાત્રા કરાવવાને માટે રામમોહનરાય સપરિવાર હરિદ્વાર ગયો હતો. તેની સાથે તારા અને શિવશંકર પણ ગયા હતા. ઉભય કુટુંબ પોતાની મિલકત નોકર ચાકરોના હાથમા સોપી મોટા ઠાઠમાઠ સહિત યાત્રા કરવાને ગયા. પહાડની નીચે આવેલા હરિદ્વાર મહાતીર્થમા, પુણ્ય સલીલા ગંગાજીમા સ્નાન કરી દાનપુણ્ય પૂજાપાઠથી હૃદયને પવિત્ર કર્યા પછી તે સર્વ યાત્રાળુઓને પર્વત પર ચઢવાની–બીજા સુરમ્ય સ્થાનો–બીજા તીર્થો જોવાની કામના થઇ લક્ષ્મણ ઝુલો પસાર કરી તે સર્વ બદ્રીનાથ તરફ ચાલ્યા બદ્રીનાથ જવાના ત્રણ ઉપાય છે એક પગે ચાલીને જવાનો, બીજો ટોપલામા બેસીને જવાનો, અને ત્રીજો ઝપ્પાન (એક પ્રકારની પાલખી )મા બેસીને જવાનો પગે ચાલીને જવાથી વનશ્રીની શોભા જોવાની અને પહાડોનો અનુભવ લેવાની ઉત્તમ સંધિ પ્રાપ્ત થાય છે. જેમને અનુભવ હોતો નથી તેમને ટોપલામા બેસવુ બાળકોના ખેલ જેવુ ભાસે છે. એક માણસ બીજા માણસની સ્કંધપર બેસે તો કેવુ દ્રશ્ય ઉપસ્થિત થાય ? પરંતુ ટોપલામા બેસવાથી તો તેથી પણ વિશેષ ચમત્કારિક દ્રશ્ય ઉત્પન્ન થાય છે એક યુવાન્ પહાડી માણસ તેમને ટોપલામા બેસાડી પોતાની પીઠ પર બાંધી લે છે પોતે તેના બાળકની પેઠે તેની પીઠ પર બંધાઇ હાથ પગ

હોવા છતા લુલા પાગળા બની ટગર ટગર જોતા હવાઇ મુસાફરી કરે છે ઝપ્પાનની સવારી મોંઘી હોવા છતા આરામવાળી નિસ-દેહ છે ઝપ્પાન નામની પાલખીમા નાગરિક આડબર નહિ હોવા છતા નાગરિક આરામની ત્રુટિ હોતી નથી રામમોહનરાયે પોતાની માતા, સુખદાયિની તથા તારાને માટે ઝપ્પાનનો બદોબસ્ત કર્યો અને પોતે તથા શિવશકર પગે જ મુસાફરી કરવાને તૈયાર થયા. પરતુ સુખદાયિની તથા તારાને આ વ્યવસ્થા રૂચી નહિ. સુખદાયિની બોલી· " આપ જ્યારે પગે ચાલો ત્યારે અમે શુ ચાલવાને અશક્ત છીએ ? " રામમોહનરાયે સ્મિત સહિત કહ્યુ " ઠીક, ત્યારે તમે પણ તેમ કરો " આથી બાબુ માતાની ગોદ છોડી દાદીના ઝપ્પાનમા જઇને વિરાજમાન થયો બાબુ અને વૃદ્ધ માતા ઝપ્પાનમા ગયા સૌથી આગળ નોકર ચાકર માલ અસબાબ ટોપલાઓમા લાદીને ચાલ્યા, અને સૌથી પાછળ આ ચાર માણસો પગે મુસાફરી કરવાની મોજ લૂટવા લાગ્યા

પાઠક ! તમે પહાડ જોયો છે ? વનમાળાથી સુશોભિત, રગબેરગી ફૂલોના સુગધથી આમોદિત અને જગલી પ્રાણીઓથી પરિપૂરિત પર્વતશ્રેણી જોઇ છે ? પરતુ રામમોહનરાયના માર્ગમા આવેલા પહાડમા તે નૈસર્ગિક શોભા દ્રષ્ટિગોચર થતી નથી અહીંઆની શોભા કોઇ ઓર પ્રકારની છે અહીઆની શોભામા મૃદુતા દ્રગ્ગોચર થતી નથી, પરતુ તેમા ધીર, સ્થિર, ગભીર, ભાવ પરિપૂર્ણ છે. રાજ સમ્પદશાળી પારિજાત હારથી વિભૂષિત દેવરાજ ઇંદ્ર નિસદેહ શોભાના આધાર છે, અને તે જ પ્રકારે ભસ્મવિલેપિત, નરમુડની માળા ધારણ કરનાર ભૈરવ તાડવમય, રૂક્ષ કેશ તથા રૂક્ષ અગવાળા ભૂતનાથની શોભા પણ વિચિત્ર છે, અને તે ભૈરવનાથનો પરમ પ્રિય એવો આ પાર્વત્ય પ્રદેશ પણ તેવો જ ભૈરવભાવમય છે.

અહીઆ પર્વતપર ચોતરફ પાષાણના મોટા મોટા ખડકો પથરાઇ રહેલા છે. આ પાષાણોની વચ્ચે થઇને પગ રસ્તો ગયેલો છે ક્યાંક વૃક્ષો દ્રષ્ટિગોચર થાય છે તો તેમની ઉપર ફળ તો શુ, પરંતુ પાંદડાના ચિન્હ સુદ્ધા દ્રષ્ટિગોચર થતા નથી. વૃક્ષોને આલિંગન કરનારી લતાઓ પણ પત્રશૂન્ય બની ગયેલા વેલા સમાન જણાય છે વસંતઋતુ વહી ગયા પછી ગ્રીષ્મઋતુમા જ્યારે જગતના સર્વ વૃક્ષો નવીન પત્રોથી સંપત્તિશાળી બની જાય છે ત્યારે પણ અહીઆના વૃક્ષો સારી રીતે લીલાછમ બનતા નથી અને રામમોહનરાય ગ્રીષ્મઋતુમાજ યાત્રા કરવા નીકળ્યો છે

આ સમયે ઉપરથી બરફ પડવાનો ભો હોતો નથી, તોપણ પ્રાતઃકાળમા પહાડ પર બરફ છવાઇ રહે છે ગ્રીષ્મઋતુ હોવા છતા પણ અહીઆ શિયાળાની ટાઢનો અનુભવ થાય છે આ મૃદુ મધુર ટાઢમા ઉક્ત ચારે માણસો પ્રકૃતિનુ અતિગંભીર દ્રશ્ય જોતા ચાલ્યા. કિંતુ ગંભીર, શાંત પ્રકૃતિવાળા શિવશંકર શિવાય કોઇને પણ તેમા ઝાઝો રસ પડયો નહિ. આથી રામમોહનરાય હાસ્યોપહાસ કરી મનની અપ્રસન્નતા નિવૃત્ત કરવા લાગ્યો કદિ શિવશંકરની મશ્કરી કરી, કદિ સુખદાયિનીની હાસી કરી અને કદી તારાને સાક્ષી બનાવી "કેમ તારા ! ખરૂ કે નહિ ?" ઇત્યાદિ કહી તે પહાડી દ્રશ્યથી આનંદ નહિ મળવાની ખોટ પૂરવા લાગ્યો.

ક્રમશ આ યાત્રા રામમોહનરાયને એટલી ફીક્કી લાગવા માડી કે જો માતા અને શિવશંકર ન હોત તો તે આગળ વધત નહિ. વચ્ચે વચ્ચે આવતાં ઝરાઓની સુન્દરતા, કોઇ કોઇ વાર થતો બેચાર ચકલીઓનો કલરવ, અને કોક કોક સ્થળે દ્રષ્ટિગોચર થતી હરણનાં બચ્ચાની રમત તથા હરણોની નાશ ભાગ—આ દ્રશ્યો જોઇને જ તેમના નિરાનન્દ હૃદયમા કદિ કદિ આનંદની લહરિ છૂટતી હતી.

સુખદાયિનીને પણ આ પહાડી યાત્રાથી આશાનુરૂપ સુખ પ્રાપ્ત થયુ નહિ. યદ્યપિ સ્થાનના મહિમાથી શરીરમા સ્વાસ્થ્ય તો પ્રતીત થતું હતુ, પરંતુ પવિત્ર સ્થાનમા મન જેવુ પ્રસન્ન થવું જોઇએ તેવું તે પ્રસન્ન થયુ નહોતું. મનમા કોણ જાણે કેમ સ્વયંભૂ દુઃખનો અનુભવ થવા લાગ્યો. જે આનંદ સહિત સુખદાયિનીએ પ્રથમ દિવસે પગે ચાલવાનો સ્વીકાર કર્યો હતો તે આનંદ બીજે દિવસે સ્થાયી રહ્યો નહિ. રામમોહનરાયે તેને શ્રમિત થયેલી જોઇ ધીમેથી કહ્યુ "કેમ વ્હાલી ! ટોપલામા બેસવુ છે ?" સુખદાયિની હસીને બોલી 'ટોપલો બાંધશે કોણ ?' આ શબ્દો તારાના કાનપર પડતા તે બોલી "આટલા ટોપલાવાળાઓમાંથી ગમે તેને પસંદ કરી લો" સુખદાયિની બોલી "તમે કોને પસંદ કરો છો ? મારો બોજો ઉંચ-કનાર તો કોઇ પણ દ્રષ્ટિગોચર થતું નથી."

ત્યારપછી તે ચારે જણ ઝંપાનપર બેસીને બદ્રીનાથ પહોચ્યા પૂજન દર્શન કરી યથાસંભવ શીઘ્રતાથી તેઓ પાછા ફર્યા હરિદ્વાર પહોંચ્યા પછી રામમોહનરાયને પોતાના મુખ્ય ગુમાસ્તાનો તાર મળ્યો તારમાં આ પ્રમાણે ભયાનક ખબર હતી "બાલકરામ ત્રિવેદી ખૂનના આરોપસર ગીરફતાર થયા છે. મુકદ્દમો ચાલે છે." જો કે બાલકરામે સુખદાયિની અને રામમોહનરાયના ઘોર શત્રુનું કામ કર્યું હતુ તોપણ તેના આ વિપત્તિના સમયમાં તેમને તેની ઉપર અનુ-કંપા આવ્યા વિના રહી નહિ. તેઓ આ વિષમ ચિંતાનો બોજો ગ્રહણ કરીને મેલગાડીમા ચઢી બેઠા કોઇના પણ જીવમા સુખચેન રહ્યુ નહિ સુખદાયિની આખે રસ્તે રોતી રહી.

---

# પ્રકરણ ૧૪ મું.

## પાપનો પશ્ચાત્તાપ અને છેવટ.

પાઠક ! હવે આપણી આ કથાનકનો અંત આવે છે. બાલકરામ ત્રિવેદીને તેના કર્માનુસાર જન્મ કેદની શિક્ષા થઈ, પરંતુ તેણે કારાગૃહમાં માત્ર પાંચ જ વર્ષ વ્યતીત કર્યાં. નાંમદાર શહેનશાહ દિલ્હીમાં પધારી હિંદુસ્થાનના સિંહાસનપર અધિષ્ઠિત થયા તેની ખુશાલીમાં જે કેદીઓને છોડવામાં આવ્યા તેમાં બાલકરામ પણ એક હતા. હવે બાલકરામ સર્વથા બદલાઈ ગયા હતા. જેલના અનુભવે તેમની બુરી આદતો અને ખરાબ સંસ્કારો દૂર કર્યાં હતા અને તે ખરેખરા પ્રમાણિક માણસ બની ગયા હતા.

કારાગૃહનિવાસથી બાલકરામમાં જે મોટું પરિવર્ત્તન થયું તે એ હતું કે તેમને પોતાની પુત્રી તથા જમાઈપર પ્રેમ જાગૃત થયો. તે કારાગૃહમાંથી છૂટયા પછી સૌથી પહેલા રામમોહનરાયને ઘેર આવ્યા. તે તેમના ઘરમાં પ્રવેશ કરી અંતઃપુર તરફ ચાલ્યા ગયા. અંતઃપુરના બહારના ભાગમાં સુખદાયિની પુત્રને પાસે બેસાડી ગાલ પર હાથ દઈ બેઠી હતી. તેની આગળ જઈને બાલકરામ ઉભા રહ્યા. પિતાને જોતાંજ સુખદાયિની તેમને ગળે વળગી પડી. તેની અશ્રુધારાથી બાલકરામ ત્રિવેદીના કપડા ભીંજાવા લાગ્યા. વળી બાલકરામના અશ્રુથી સુખદાયિનીની પીઠ પણ ભીંજાવા લાગી. આજે પાષાણ વિગલિત થઈ ગયો છે, આજે જ્વાલામુખીમાંથી જળની ધારા છૂટે છે. આજે બાલકરામ ત્રિવેદી અશ્રુપાત કરે છે. તેના અશ્રુ એમ કહી રહ્યા છે : "પુત્રી ! મેં તારા પ્રત્યે ઘણો અન્યાય કર્યો છે." આ અશ્રુમાં આત્મગ્લાનિ વિદ્યમાન છે, આ અશ્રુમાં અભિમાન અને દુરાગ્રહની જળાંજળિ છે, આ અશ્રુમાં ક્ષમાપ્રાર્થના છે.

બાપુ આશ્ચર્યચકિત થઇને આ તમાશો જોઇ રહ્યો હતો એવામાં એક તરફથી રામમોહનરાય અને તેની વૃદ્ધ માતા આવી પહોંચ્યા અને બીજી તરફથી સુખદાયિનીની માતા અને તેની બેન-બાલકરામ-ના ઘરનાં સર્વ માણુસો આવી પહોંચ્યાં. સુખદાયિની પિતાને છોડી માતાને ગળે બાઝી પડી. રામમોહનરાયે શ્વસુર નારાયણને વંદન કર્યું. મિલનના આનંદથી ઉત્પન્ન થતાં અશ્રુની ધારા ઘણીવાર સુધી ચાલુ રહી, બાપુથી પોતાનો અનાદર ઝાઝી વાર સુધી સહન થઇ શક્યો નહિ તે જ્યારે મોટેથી બુમ પાડીને ધમકી આપવા લાગ્યો ત્યારે માતામહ તથા માતામહી તેને વારંવાર માન આપવા લાગ્યાં. પુત્રીને બાથમાંથી છોડતી વખત માતાએ કહ્યુ: "**દીકરી! તારૂં કલ્યાણ થાઓ. તારા જેવી સતીથી કુળ ઉજ્જવળ થાય છે. તારા સદ્‌ગુણ પહેલાં અમારા લક્ષ્યમાં આવ્યા નહોતા.**"

બાલકરામને કારાગૃહમાં નિવાસ કરવો પડેલો હોવાથી તેમની જમીનદારીની જે હાલ હવાલી થઇ ગઇ હતી તેમાંથી તેનો પુનરૂદ્ધાર કરવાને માટે તેને રોકડ રૂપિઆની જરૂર હતી, અને બદમાસમાં તેની ગણત્રી થઇ ગયેલી હોવાથી તેને કોઇ પૈસા ધીરે એમ નહોતું. આવા કટાકટીના સમયમાં રામમોહનરાયે તેમને રૂપિઆની સાહાય્ય કરી. આ રૂપિઆવતી બાલકરામ પોતાની મિલ્કત સુધારવાને શક્તિમાન થયા અને તેઓ પોતાનુ જીવન પ્રમાણિકપણે ગાળવા લાગ્યા. કેટલાક વર્ષ વ્યતીત થયા પછી સંસારપરથી તેમનો મોહ ઉઠી ગયો અને તેમને વાનપ્રસ્થાવસ્થામાં રહેવાની ઇચ્છા થઇ, આથી તેમણે પોતાની સમગ્ર મિલ્કત પોતાના દૌહિત્રના નામ પર ચઢાવી આપી અને તેઓ પોતાના જીવનનો શેષભાગ હિમાલયના શાન્ત સ્થળમાં વ્યતીત કરવા લાગ્યા.

**સમાપ્ત.**